# જેકરના

# સાહસ કર્મો.

ભેદ ભરમો અને છળ કપટોથી ભરપુર
રહસ્યમયી વાર્તા.

અનુવાદક :-
એસ. એચ. જફા સાહેબ.

પુ. ૩ જું

પ્રગટ કર્તા
કાગઝી મહમુદમીયાં એન્ડ એમ. મુ[illegible]
એન્ડ પબ્લીશર્સ.
ઠે૦ ટાવર રોડ, અલાયાની વાડી સામે-સુરત.



છાપનારઃ—ગોવિન્દજી [illegible] નાયક,
શ્રી “અનાવિલ બંધુ” પ્રિન્ટીંગ પ્રેસ, બરાનપુરી ભાગળ:
ભાજીવાળી પોળ-સુરત.

૧૫૯૩૭

## તૈયાર છે. —નવી ડીટેકટીવ વાર્તા— તૈયાર છે.

# અઠંગ ઉઠાવગીર અથવા ચાલાક ચોર.

બહાદુરી ભરી ચોરી કરી–પોલીશને ત્રાહ ત્રાહ પોકરાવનાર અજાયબ ચોર અગાઉથી પત્ર લખી ચેતાવી. હાથચાલાકીથી પોલીશ અને પ્રેક્ષકને દીંગ કરી નાખનાર અદ્‌ભુત ચોર જેનાં એકેએક પરાક્રમ અજાયબીથી ભરપુર છે. છેવટે એ બહાદુર ડીટેકટીવને હાથે–બહુ હોંશીયારી બતાવતા કેવી રીતે ગીરફતાર થાય છે. તે વાંચો.

એકવાર વાંચવા લીધા પછી ચોપડી પૂરી કર્યાં વગર બીજું કામ તમોને નહિજ ગમે એની ખાત્રી રાખશો.

**કીમત ફક્ત બાર આના.**

## એજ ચાલાક ચોરનું બીજું સાહસ.

# ડાકટર કે ડાકુ અથવા લોભી લુંટારો.

અજાયબ ભેદભરમથી ભરપૂર એક જાહેર બાગમાં બેભાન હાલતમાં મળતી સ્ત્રીઓથી નવા કેશની શરૂઆત થાય છે. જેમાં એક જાદુર મીજલસમાંથી વિજયગઢની મહારાણીનાં ગળામાંનો કીમતી ચન્દ્રહાર ગુમ થાય છે. જે પછો મેળવતાં મુશ્કેલી અને હાડમારી ભોગવવી. છેવટ ડીટેકટીવ કેવી રીતે ફતેહમંદ થાય છે. તે જરૂર વાંચો. કીં. **બાર આના.**

મળવાનું ઠેકાણું:—

**કાગઝી મહમુદમીયાં એન્ડ એમ. બુકસેલર્સ એન્ડ પબ્લીશર્સ.**

ઠે૦ ટાવર રોડ, અલાયાની વાડી સામે—સુરત.

# જાકરના સાહસ કર્મો

## પ્રકરણ ૯ મું (ચાલુ)

### મંગાની તપાસ.

[redacted] આપણે ગયા ભાગના આજ પ્રકરણમા જોઈ આવ્યા હતા. કે સરદાર અમરસિંહે પોતાના નોકર મંગાની ગુમ થયાની ખબર છાપાઓમાં પ્રગટ કરાવી હતી. જે જોઇ નવાબ મુન્સિફઅલી ઉર્ફે મહાન જાકર ભારે મુંઝવણમા પડયો હતો. અને ફરી કંઇ વિચાર ન કરતા મહાદેવને મોટર તૈયાર કરવાનુ કહી, મોટરમા બેસી નકલી રાજા વિહારીચંદ્ર (મંગા) ને ત્યા જઇ પહોચ્યા હતા.

વિહારીચંદ્ર નવાબ સાહેબની પધરામણી સાંભળી આવકાર માટે ઉઠીને આવતાજ હતા કે બગીચા તરફની સીડીઓ પર નવાબ સાથે તેઓની મુલાકાત થઈ જેથી નવાબે હસતા હસતા કહ્યું:

"રાજા સાહેબ આટલી તસ્દીની શી જરૂર હતી?"

નકલી રાજા—(શરમાઇ) નવાબ સાહેબ આપ આ શું ફરમાવો છો? આ સઘળી ઇજ્જત આપનીજ આપેલી છે નહી તો હું મારા પોતાને તેજ દસ રૂપીઆનો સાધારણ નોકર અને સેવક સમજુ છુ.

નવાબ—રાજા સાહેબ જ્યાં સુધી માણસ પોતાને પોતે સંભાળી શકતો નથી. ત્યાં સુધી તે કંઇ પણ કરી શકતો નથી.

આવી વાતો કરતા નવાબ અને રાજા બંગલામાં

દાખલ થયા જ્યાંથી એક દીવાન ખંડમાં પ્રવેશ્યા જે ઘણીજ ખુબસુરત રીતે શણગારવામાં આવ્યો હતો.

જાત જાતના ઉંચા મખમલ અને કીનખાબના કવરોમાં ઢાંકેલા સુંદર કોચ તેમજ સોફાઓ ખંડમાં ચારે તરફ છુટા છુટા ગોઠવેલા હતા તેમજ વચમાં અનેક જાતના હાથી દાંત, સીસમ તેમજ સુખડના સુંદર ગોળ નાના ટેબલો ગોઠવવામાં આવ્યા હતા. બારી બારણાઓ પર ઉંચા ઉંચા સુંદર મખમલોના આલરવાળા જરી ભરેલા પડદા ટાંગવામાં આવ્યા હતા. મોટા મોટા દુર દુર દેશોની કારીગરી કરેલા ખુબસુરત આરસાઓ વ્યવસ્થિત રીતે ચારે તરફ ટાંગવામાં આવ્યા હતા. જમીન પર કાશ્મીરી ગાલીચા તેમજ મીસરી પાયદાનો ઘણીજ આકર્ષિત રીતે પાથરવામાં આવ્યા હતા. સોના ચાંદીના ઉંચી કારીગરી વાળા સીગરેટ કેસો તેમજ માચીસ બોક્સો જુદા જુદા ટેબલો પર પડેલા હતા. આ સઘળી સંપતી અસલ વિહારીચંદ્રની હતી. જેને કુદરતે ટુંકમાં નાખી એક અહંના બનીન નાબુસને તેનો એકા અર્પણ કર્યો હતો.

ખંડમાં દાખલ થઇ નવાબે એક કોચ પર જગા લેતા કહ્યું.

“ રાજા સાહેબ હું આજે તમને એ પુછવા આવ્યો છું કે તમે પહેલાં ક્યાં નોકર હતા?”

“ તમે મારા શેઠને કદાચ નહી ઓળખતા હશો?”

"તેની તમે ફીકર ન કરો મને પહેલાં એ બતાવો કે તે કોણ છે?"

"એક સરદાર છે. જેની કેટલીક જાગીર પણ છે."

"તેઓનું નામ શું?"

"સરદાર અમરસીંહ."

"તમારૂં પહેલું નામ શું હતું."

"કાળીદાસ."

"એ તો ચણા વેચતી વખતે ધારણ કરેલું ખોટું નામ છે?"

"(વાત ફેરવીને) હા તેજ તો. ખરૂં નામ તો મંગો છે. કેમ શું થયું?"

"વાત એ છે કે સરદાર અમરસીંહે તમારા ગુમ થવાની ખબર વર્તમાન પત્રોમાં આપી દીધી છે. હું તમને ચેતાવવા માંગું છું કે રખેને તમે ગભરાઇને સઘળી બાજી ઉંધી ન વાળી નાંખો. કારણ કે તેણે સાથે સાથે તમારા પર કેટલાંક કાગળોની ચોરીનો પણ આરોપ લાગુ કર્યો છે.

રાજા—(ગભરાઇને) મેં કાગળો ચોર્યાં નથી. કાગળો તો જ્યાં હતાં ત્યાંજ છોડી આવ્યો છું.

નવાબ—તે તેઓને ન મળ્યા હશે. અને તેથીજ તેઓ તમને શોધી રહ્યા હશે. વારૂં હવે હું તમને જે બાબતમાં ચેતાવવા માંગું છું તે એ છે, કે હવે તમને બ્હીવાની કોઈ જરૂર નથી. તમે જરા પણ ગભરાયા કે

આખી બાજી ઉંધી વળી જશે. તે શિવાય એટલું પણ યાદ રાખજો કે તમે હાથે કરીને અથવા બ્હીકને વશ થઇને અમરસીંહ પાસે જઇ તલમાત્ર પણ ખબર આપશો, તો પહેલા તમારી જે હાલત હતી તે કરતાં પણ વધુ પછળથી ખરાબ થઇ જશે.

રાજા—નહી મને કોઇ પણ ભય નથી. તમારા જેવા પોલીટીકલ પુરૂષના આસરા હેઠળ મને કોઇ પણ જાતની બ્હીક લાચાર કરી શકતી નથી.

નવાબ—એ તો ઠીક છે. જીભથી કહેવામાં અને મનથી કબુલ કરવામાં ઘણો ફેર હોય છે. છતાં તમને જણાણ કરવામાં આવે છે, કે તમારે મનમાં ચોક્કસ ખાત્રી રાખવી. તેમ ન કરતાં જો લેશ માત્ર પણ ભુલ થશે તો તાત્કાળીક ખરાબી આવી ઉભશે.

રાજા—નહી નવાબ સાહેબ મને પુરતો સંતોષ છે. હું કદીએ ભુલ ન કરીશ.

"બસ એજ બે વાતો તમને જણાવવા આવ્યો હતો. હવે આગળ તમારૂં કામ જાણે! હું જાઉં છું."

એટલું કહી નવાબ ત્યાંથી ઉઠયા નકલી રાજા તેને છોડવા બારણા સુધી આવ્યો. પણ નવાબે તેને બીજી વખતે તેમ ન કરવાનું કહેતા સમજણ પાડી. કે "આવી વર્તણુક તમારા પોઝીશનથી વિરૂધ્ધ છે. એવું કામ ન કરવું જોઇએ કે જેથી તમારા લોકોને શંકા ઉત્પન્ન થાય.

એટલું કહી નવાબ મોટરમાં બેસી પોતાને મકાને રવાના થયા. તેમના ગયા બાદ નકલી રાજાને પોતાની નોકરી, પોતાના શેઠ તેમજ તે દસ્તાવેજના કાગળોના વિચાર આવવા લાગ્યા .

હવે જો કે નવાબ મુન્સીફઅલીએ તેને ચેતવવા માટે આ ખબર આપી હતી. પણ તેણે તેના ઉંધા અર્થ કર્યો અને હવે તે વહેમમાં પડી ગયો. જો કે બહારવટીઆ જોકર ઉર્ફે નવાબ મુન્સીફઅલીએ તેને રાજા બનાવ્યો હતો. પણ અસલમાં તે એક દસ રૂપીઆનો પગારદાર નીચલા વર્ગનો માણસ હતો. આખરે તે મંગોજ એટલે જ્યારે જ્યારે તેને અમર સિંહની જાહેર ખબર સંભળાતી ત્યારે ત્યારે તે ધ્રુજી ઉઠતો અને વિચાર કરતો કે "સરદાર અમરસિંહ પણ એક જાગીદાર અને ગૃહસ્થ છે સંભવિત છે કે કદાચ તેઓને મારો પતો લાગી જાય. મોટો માણસ છે દીવસમાં સો મુલાકાતી આવજા કરે છે. રખેને કોઇ જાસુસ છુપી ખબરો કાઢી તેમને ખબર આપી દે. તો પછી મારૂં શું થશે. નવાબ સાહેબની વાતો કહેવાની વાતો છે. મુસીબતમાં કોઇ કામ નથી આવતું ભલાઇ એમાંજ છે, કે જાતેજ જઇ સરદાર સાહેબને સઘળી સમજણ પાડી માફી માંગી લઉં'. વધુ વાર કરવા જતાં રખેને નકલી રાજાનો ભેદ પણ ખુલ્લો પડી જાય અને હું એક કરતા બબ્બે આરોપોમા સપડાઉં, મારે નથી જોઇતા આવા એશ અને

આરામ. શાંતીનો સુકો રોટલો ભયની શીરા પુરી કરતા વધુ ઉત્તમ છે.”

નકલી રાજા એજ વિચારોમાં લીન હતો કે પહેરેગીરે કોઇ ઈજ્જતદારની પધરામણીની ખબર આપી.

## પ્રકરણ ૧૦ મું.

### મંગાની મક્કમતા.



પહેરેગીરને આવેલા ગૃહસ્થને હાજર કરવાનું કહી નકલી રાજા ફરી તેજ અમરસીંહના વિચારોમાં પડી ગયો. થોડીજવાર પછી તેના પ્લેઝર પાર્કમાં જે પુરૂષ દાખલ થયો, તે કુલિનસીંહ હતો.

કુલિનસીંહને જોતાંજ રાજા સાહેબનું ખૂન ઠરી જવા લાગ્યું. ભેજું એક જાતની શુન્યતા પકડી ગયું. અને તે માન્યો હતો. કે હવે મારા દીવસો ભરાઇ ચુકયા છે. અને કુલિનસીંહ ખાસ મને ઓળખવા અહીં આવ્યો છે. પણ અંતજ જ્યારે કુલિનસીંહે સંપૂર્ણ માન આપી. એમ કહ્યું. કે “રાજા સાહેબ માફ કરજો મેં આપની શાંતીમાં ખલેલ પહોંચાડી છે” તો તેના જીવમાં જીવ આવ્યો. અને તે પોતાની હાલત સ્વસ્થ કરતા બોલ્યો.

રાજા—કંઇ વાંધો નહી. બોલો કેમ આવવું થયું?

કુલિન—હું એ પૂછવા આવ્યો છું, કે શું આપને ત્યાં નવાબ મુન્સિફઅલી સાહેબ આવે છે કે?

રાજા—બેશક તેઓ અનેક વખત અહીં આવે છે કારણ કે તેઓ મારા ખાસ મીત્ર છે. અને હમણાંજ અહીંથી ગયા પણ.

કુલિન—ઓહ હું કેટલો કમનસીબ છું જરા જલ્દી આવતે તો જરૂર મુલાકાત થઈ જતે.

રાજા—જરૂર, કારણ કે હજુ પૂરી દસ મીનીટ પણ થઇ નથી.

કુલિન—ત્યારે એટલી કૃપા કરો કે તેમના મકાનનો પત્તો મને આપો હું આપનો આભારી થઇશ.

રાજા—ઘણાજ આશ્ચર્યની વાત કે હજુ આપ તેઓના મકાનથી પણ વાકેફ નથી?

કુલિન—હા નામદાર હું એટલોજ કમનસીબ છું.

નકલી રાજાએ એક નોકરને બોલાવી કુલિનસીંહને નવાબ મુન્સિફઅલીના મકાને પહોંચાડી આવવા કહ્યું. જે પરથી કુલિનસીંહ તેમના ઘણા ઉપકાર માની રજા લઇ નોકર સાથે નીકળી પડયો. કુલિનસીંહના ગયા બાદ નકલી રાજા વધારે ફીકરમાં પડી ગયો. તેને ગભરાટ થઇ કે "કુલિનસીંહ"નું આમ આવવાનું કારણ શું? શું એ વાત સંભવીત છે કે હજુ સુધી કુલિનસીંહ નવાબ સાહેબના

મકાનથી વાકેફ નથી ? હશેજ અને જરૂર હશે એ તો આ બહાને મને ઓળખવા અહીં આવ્યો હતો. અને તે પણ ખાસ કરીને આમરસીંહેજ તેને મોકલ્યો હશે."

મતલબ કે તે આવાજ ઉંધા વિચારોના મહાસાગરમાં ગોથાં ખાઇ રહ્યો હતો. જ્યારે અહીં બીજી તરફ કુલિનસીંહ નવાબ સાહેબના મકાને પહોંચી પોતાના નામનો કાર્ડ તેમને ઓળખણ માટે મોકલ્યો, જે જોતાંજ નવાબ સાહેબે તેમને અંદર લાવવાની રજા આપી. નહી બલ્કે પોતે પણ ઉઠી બારણા સુધી લેવા ગયા.

નવાબ—કુલિનસીંહને ઘણાજ માનથી પોતાના ખંડમાં લાવી યોગ્ય સ્થાને જગા આપતા બોલ્યા.

નવાબ—સરદારની પધરામણી માટે આભારી છું.

કુલિન—નવાબ સાહેબ આપ આ શું ફરમાવી રહ્યા છો ? આપ મારા વડીલ સમાન છો. અને વડીલોની સેવામાં હાજર થવુ એ મારૂં પહેલુ કૃત્ય છે.

નવાબ—સરદાર સાહેબ કદાચ આપ ન માનશો કે મારૂં એ મન આપની મુલાકાત માટે તલપી રહ્યું હતું. પણ શું કરૂં કોઇ મોકો ન મળ્યો.

કુલિન—મારૂં દીલ આપની વાતને માનવા માટે સાક્ષી આપે છે. જો આપનું મકાન મને ખબર હોત તો હું બીજેજ દીવસે આપની સેવામાં હાજર થાત.

નવાબ—માફ કરજો વાતને ટુંક કરૂં છું. પછી સેવકને

મકાને આપ કેવી રીતે પધાર્યા ?

કુલિન—શું કહું, તપાસ કરતા માલુમ પડયું કે આપ નામદાર, રાજા સાહેબને ત્યાં વધુ આવજા કરો છો. જેથી તેમને મકાને ગયો. તેઓ બિચારા કંઇક ફીકરોમાં ઘેરાયલા હતા. પણ મને જોતાજ ઘણી લાગણી પૂર્વક પોતાના નોકર સાથે મને અહીં મોકલ્યો.

નવાબ—સરદાર સાહેબ માફ કરજો મારા માટે આપને ઘણી તકલીફ ઉઠાવવી પડી.

કુલિન—નામદાર આવા વાકયોથી મને વારંવાર શરમીંદો કરો છો. હું તો પહેલાજ કહી ચુકયો કે હું આપની કાબેલીયતપર મોહીત થઇ, પ્રેમથી અહીં હાજર થયો છું.

નવાબ—આ આપની લાયકાત છે. વારૂ ફરમાવો સરદાર અમરસીંહની શું ખબર છે ?

કુલિન—મને તેઓની કંઇ ખબર નથી. અલબત એટલું સાંભળ્યું છે કે હવે તેઓ મારા પર નક્કી દાવો કરનાર છે.

નવાબ—એ વાતની મને પણ શંકા હતી. ભલે તમે નિશ્ચિંત રહો જે ખોદશે તેજ પડશે.

કુલિન—નવાબ સાહેબ ખરૂં પુછો તો હું એ પણ નથી ચાહતો.

નવાબ—એ આપની ઉચ્ચતા છે. હું તમે બીજું કંઈ સાંભળ્યું? તેમના મંગા નોકરની તેમજ બીજા કેટલાક જરૂરી કાગળો ગૂમ થયાની ખબર છાપાઓમાં પ્રગટ કરવામાં આવી છે?

કુલિન—છાપા વાંચવાનો તો મને શોખ નથી. અલબતા તેમના મુનીમજી એ વિષે કંઇ વાતો કરી ગયા હતા.

નવાબ—મારા ધારવા મુજબ તેઓને આપ પરજ શક હશે. અને એજ કારણ છે કે છાપાઓમાં પણ ખબર આપી.

કુલિન—મારા શિવાય બીજા કોના પર વહેમ હોય? સંજોગો એવા આવા પડયા છે કે જે કાગળો મંગાના કબજામાં હતા. તે ખાસ જાગીરને લગતા હતા. હવે પૂર્યાદ તે કાગળો વગર થઇ શકતી નથી. જેથી તેઓને વહેમ પડયો છે, કે મેંજ મંગાને હરકેરી તે કાગળો મંગાવી લીધા છે.

નવાબ—બેશક, તેમને જરૂર એવોજ વહેમ પડયો હશે.

કુલિન—નવાબ સાહેબ હવે આપજ ફરમાવો કે હું તેઓની આ શંકા કેવી રીતે દુર કરી શકું? મેં તો કમબખ્ત મંગાને કેટલા મહીના થયા જોયો પણ નથી.

આ વાતો પછી કેટલીક વાર આમનેમની બીજી વાતો થતી રહી. ત્યાર બાદ નવાબ સાહેબે ચાહ વીગેરે પીવડાવી તેઓને વિદાય કર્યા.



# પ્રકરણ ૧૧ મું.



## " રૂા. ૧૧ લાખ હજમ."

આ સવ રાજા વિહારી ચંદ્રને, બહારવટીઆ જોકર ઉર્ફે નવાબ મુન્સિફઅલીએ "શાંતાકુઝ" મોકલી દીધો હતો. જ્યાં તે કેદી હાલતમાં પડયો પડયો પોતાની હાલત પર ખેદ કરી રહ્યો હતો.

શાંતાકુઝમાં પણ જોકરની એક ટોળા સદા માટે કાયમ હતી. ખાલી શાંતાકુઝજ નહી બલ્કે મુંબઇની આસપાસના લગભગ તમામ ભાગોમાં જોકર લુટારૂના ભયંકર કાવત્રાઓની જાળ પથરાએલી હતી. બીચારો વિહારી એક એવા માણસના પંજામાં સપડાયો હતો કે જ્યાંથી તેનો છુટકારો અસંભવીત નહી બલ્કે અશક્ય હતો.

છતાં ઇન્સાફની નજરે રાજા વિહારીચંદ્રને અહીં કોઇ પણ જાતનું દુઃખ ન હતું. જોકરના હુકમથી તેને પુરતો સુખચેન આપવામાં અવતો હતો.

જે જગ્યાએ વિહારી કેદ હતો તે જગ્યા જમીનની અંદર આવેલા એક ભોંયરામાં ખોદીને બનાવવામાં આવી હતી અહીં કેટલાંક તો કેદખાના હતાં અને કેટલીક

ઓરડીઓ. જે ખાસ કરીને ત્યાં પુરવામાં આવતા કેદીઓના પહેરાવાળાઓ માટે બાંધવામાં આવી હતી. આ જગા પબ્લીકની નજરથી બિલ્કુલ બચેલી હતી. તેમજ તે જગા જ્યાં આવેલી હતી. તે એક સુનસાન ઘીચ જંગલ હતું.

આ વખતે વિહારીચંદ્ર એકાદ ખાટલા પર બેસી ઉંડા વિચારોમાં ઘેરાએલો નજરે પડતો હતો. જ્યારે એક ચોકીદારે આવી કહ્યું.

"રાજા સાહેબ ખુશ થાઓ. કાલથી તમે નવાબ સાહેબને યાદ કરી રહ્યા હતા. આજે ખબર મળી છે કે તેઓ અહીં આવનાર છે"

"ક્યારે આવશે ?"

"તે તો મને ખબર નથી પણ આવશે જરૂર."

"ભલે ગમે ત્યારે આવવા દો. મારે થોડી વાતો કરવી છે."

"તેઓ પણ વાતોજ કરવા આવનાર છે. બીજું તેઓનું અહીં શું કામ ? વારૂ કોઇ ચીજ જોઇએ છે કે ?"

રાજા—અરે શું કહું કાલથી એક પણ દમ સીગરેટ પીધી નથી.

ચોકીદાર—હેં ! તો તમે કહ્યું કેમ નહી ?

"કહે શું ? તમને ભાન નહી ? એક કેદી માણસ શું માંગી શકે છે ? ?"

"ત્યારે ભૂલ બેઉ તરફની છે. ન તો તમે માંગ્યું કે

ન તો અમને પુછવાની યાદ રહી."

"આટલું કહી ચોકીદાર બહાર ગયો અને ઘણીજ જલ્દી એક પાકીટ સીગરેટ લાવી આપી જેમાંથી રાજાએ ઘણીજ અધીરાઇથી એક સીગરેટ સળગાવી લાંબો દમ લગાવ્યો.

થોડીવાર પછી બીજો ચોકીદાર આવ્યો જેને જોતાજ વિહારીચંદ્રે હાસ્ય કરતા કહ્યું.

"ઓહો આજે તમે લોકો મને વારવાર જોવા આવી રહ્યા છો ? હા કદાચ તમને ભય હશે કે હું નવાબ સાહેબ પાસે તમારી ફરીયાદ કરીશ. પણ નહીં. તમે નિશ્ચિંત રહો. મને મારી કીસ્મત સિવાય કોઇ માટે પણ ફરીયાદ કરવાની ટેવ નથી.

ચોકીદાર—(છાપરે ચઢતા) આપ અમારી શું ફરીઆદ કરશો ? અમારી ફરજ છે કે અમે તમારા પર નજર રાખીયે.

રાજા—પણ બે દીવસ થયા કોઇએ જમણ આપી જવા બાદ ઝાંકીએ જોયું નથી.

આ વાતો ચાલુજ હતી કે નવાબ સાહેબ આવ્યાની ખબર આવી. જેથી પેલો ચોકીદાર ગભરાઇને ત્યાંથી નીકળી નાઠો તેના ગયા પછી તરતજ થોડીવાર બાદ નવાબ મુન્શિફઅલી હાથમાં સીગરેટ રાખી હસ્તા હસ્તા તેની ઓરડીમાં પ્રવેશ્યો. જેને જોતાજ રાજા સાહેબના ચ્હેરા પર એક જાતની ખુશાલી પ્રગટી નીકળી. નવાબે આસ્તાની સાથેજ કહ્યું.

"જે લોકો ઘમંડી અને મગરૂર હોય છે તેઓના આવાજ હાલ થાય છે."

રાજા—(વાક્યમાં નવાબને પણ ઘેરતા) બેશક કોઇના પહેલા અને કોઇના પછી આવા હાલ થાય છે.

નવાબ—(સમજીને) રાજા સાહેબનો ઇશારો કદાચ મારી તરફ હશે?

"ઇશારો સમજનારજ સમજે છે"

"તો શું આપ મને પણ ઘમંડી અને મગરૂર સમજો છો?"

"આનો જવાબ તમારા મનથીજ પુછો. મારા કહેવાથી જોઇએ તેવો અસર થશે નહી."

નવાબ—મારી તબીયતમાં મગરૂરીનું એક ટીપું સરખુંએ નથી. અને એજ કારણ છે કે હું તમારા વિચારો સમજી શકતો નથી. રાજા સાહેબ તમે જાણો છો? તમને યાદ છે, કે એશઆરામની મંડળી તમે શા માટે જમાવી હતી?? ખુશાલીની પાર્ટી તમે શા બીના પર આપી હતી??? કર્મયોગેજ હું ત્યાં આવી પહોંચ્યો. નહી તો મને ખબર સુદ્ધાં મળત નહી. તમે તેજ દીવસે મારી પાસે જુઠું ન બોલતે અને ચોકખા શબ્દોમાં પોતાના મનની વાતો મને જણાવી દેતે તો હું તેજ ઘડીએ તમને માફ કરી દેત. એક તો ચોરી અને ઉપરથી શીરજોરી, આ તેજ ઘમંડનો બદલો છે.

રાજા-(હંડા પડીને) આ ભૂલ તો મેં તે દિવસે પણ કબુલ કરેલી?

નવાબ-હા પણ સમય વીત્યાબાદ. લાચારીની કબુલાત નકામી ગણાય છે. હશે ભુતની વાતો યાદ કરવાથી કંઇ ફાયદો નથી. હવે સંભળાવો તમારી શું સલાહ છે.

રાજા-શું હજુ મારી તે ભુલની સજા પૂર્ણ ન થઇ?

નવાબ-ફક્ત તેજ ભુલની આ સજા નથી.

રાજા-ત્યારે બીજો કયો ગુન્હો મેં કર્યો છે?

નવાબ-ગુન્હો......ઘણોજ.........મોટો ગુન્હો.

રાજા-તે કયો?

નવાબ-રાણી પદ્મણીના તમારી પાસે કેટલા રૂપીઆ છે?

રાજા-(અજાયબીથી) આ આપને કેવી રીતે માલમ પડયું?

નવાબ-રાજા સાહેબ તમે જાણો છો કે હું કોઇપણ વાત તેનો પાયો મજબુત કર્યા વગર પોતાના મોંથી કાઢતો નથી? શું હજીએ તમને મારા સવાલમાં વહેમ છે??

રાજા-હું તમારા આ સવાલનો જવાબ આપતા પૂર્વે એ પુછવા માંગું છું કે આ વાત તમને કોણે કહી?

નવાબ-આ સવાલનો હું જે કંઇ જવાબ આપીશ તે શું તમે વગર સંકોચે માની લેશો?

રાજા-હા મને ખાતરી છે કે તમે કોઇ ખાસ કારણ વિના કદી જુઠુ નથી બોલતા.

નવાબ-ચાલો એટલું તો થયું કે આપને મારા પર વિશ્વાસ આવી ગયો. હવે હું તમારા મનની વાત બતાવું છું. તમને એવો વહેમ ગયો હશે કે પદ્મણીએ પોતાના રૂપીઆ માટે મારી પાસે ફરીઆદ કરી હશે. પણ નહી તે તો બિચારી તમારી ખાતર ઉલ્ટું દુઃખ

ઉડાવી રહી છે. જો કે તેજસીંહે તેને મેળવવા માટે કાંઇ ઓછા પ્રયત્નો કર્યા નથી. અને છેવટે તે પણ મુસીબતોમાં આવી પડયો છે. હશે આવી વાતોથી અમને કંઇ મતલબ નથી. અમારો તો સિદ્ધાંત છે કે, નિબળોની મદદ કરીએ, મરનારને, મારનારથી બદલો લઇએ. હરામની દોલત હજમ કરી બેસનાર પાસેથી, જબરદસ્તી તે પાછી લઇ તેના ખરા હકદારને સોંપીએ છીએ. જો કે પદ્મણીએ પ્રેમથી ૧૧ લાખ રૂપીઆ તમારી પાસે અનામત તરીકે રાખવા આપેલા છે. છતાં આપ જાણો છો કે તે પૈસા કોના છે?

રાજા—(થોડીવાર અજાયબીમાં ગરકાવ રહ્યા બાદ) કોના શું? પદ્મણી સિવાય બીજા કોના હોઇ શકે?

નવાબ—રાજા સાહેબ, તે રૂપીઆ રાજા તેજસીંહના છે. જો કે તેને પોતાને પણ તેની ખબર નથી. ને ખબર હોય તોએ તેને તે રૂપીઆની પરવા નથી. કારણ તે અત્યારે પણ પદ્મણીના ફકત એકજ ઇશારા પર એવા તો કઇએક લાખ રૂપીઆ કુરબાન કરવાને તૈયાર છે. પણ તમે સમજી શકો છો કે આ રૂપીઆ હજમ કરવાથી તમારા પર કયો ખીતાબ લાગુ પડે છે.

રાજા—(શરમાઇને) હું તો સમજતો હતો કે તે રૂપીઆ પદ્મણીનાજ છે.

નવાબ—ભલે આ વાત તો માનવા જેવી છે કે તમને ખબર ન હતી. તો પણ એ બતાવશો કે તે રૂપીઆ તમારી પાસે અનામત રૂપે મૂકવામાં આવેલા હતા. માટે અત્યારે છે કે નહી?

આ વાત સાંભળી વિહારી ચંદ્રના હોશકોશ ઉડી ગયા તેનું માથું ભમવા લાગ્યું. તેના શરીરમાં એક જાતનો ધ્રુજારો શરૂ થઇ ગયો. તે બંને હાથે પોતાનું માથું પકડી બેસી ગયો. તેનું ભેજું ચકરાઇ

ગયું તે નિરાસાના ઠંડા શ્વાસો લઇ સોંચી રહ્યો હતો કે "હવે શું કરવું? મને શું ખબર હતી કે તે રૂપીઆ પદ્મણીના ન હતા. જો કે તે સંભાળવા ખાતર આપવામાં આવેલા હતા. છતાં મેં તેને પદ્મણીનો મારી સાથે આવો ગાઢો સંબંધ જોઇ ખરચી નાખ્યા. પ્રભૂ જાણે અત્યારે કેટલા બાકી હશે? હું તો ધારૂં છું કે મેં ઘણીજ ઉદારતાથી તેનો ઉપયોગ કર્યો હતો એટલે હવે સીલકમા એ કે અઢી લાખથી વધુ ન હશે. ઓ પ્રભુ હવે શું કરીશ? કયાં હું અને કયાં રાજા તેજસીંહ મારી મોજ મજાહ મનેજ નડી. વળી નવાબ પુછી રહ્યો છે. શું જવાબ આપું." વિહારીચંદ્ર જવાબ આપવાની ફીકરમાં હતા કે ફરી નવાબે ધમકાવીને પૂછયું.

"રાજા સાહેબ શું વિચારી રહ્યા છો? જવાબ આપો?? તે રૂપીઆ કયાં છે??"

"નવાબ સાહેબ મને એ ખબર ન હતી કે પદ્મણીએ આપેલા રૂપીઆ તેજસીંહના છે.

તે તો હું પણ માનું છું કે તમને ખબર ન હતી પણ પદ્મણીએ તો તે તમને અનામત રૂપે આપેલા એટલે તે પણ તમે ખુદ મરજીથી તો વાપરી શકતાજ નો'તા.

રાજા-હા.........પ......ણ

નવાબ-પણ.........શું?

રાજા-મેં...તે......

નવાબ-શું ખરચી નાખ્યા?

રાજા-હા...થોડાજ...બાકી છે.

નવાબ-રાજા સાહેબ આ તેજ ગુન્હો છે કે જે માટે તમે ભોગવી રહ્યા છો કોઇએ સંભાળવા આપેલી ચીજ પર દાનત બગાડવી

બીજાની દોલત પર મગરૂરી કરવી, અને ઉપરથી પુછનારનેજ ધમકી આપવી. યાદ રાખો તમારા જેવા માણસો મારી નજરમાં ઘણાજ મોટા ગુન્હેગાર છે.

રાજા—નવાબ સાહેબ હું પન્નાણીના અપરાધમાં સપડાયો છું.

નવાબ—હા અને તે તમને ચાહે છે. જેથી તે તમને ગુન્હેગાર ઠરવી શકતી નથી પરંતુ......

રાજા—તે શું આપ તેજસીંહનો પક્ષ લઇ રહ્યા છો?

નવાબ—બેશક આ મામલામાં તેજ દયાને પાત્ર છે છતાં તે માલદાર હોવાને લીધે હું તેનોએ પક્ષ લેતો નથી.

રાજા—ત્યારે શા માટે આપ મને હેરાન કરી રહ્યા છો?

નવાબ—નાહકની દોલત પર મગરૂરી કરવા માટે. તે શિવાય તમને પણ ઇશ્વરે આપેલું હતું અલબત એ દોલત કોઇ ગરીબોમાં વહેંચાત તો મને વધુ ખુશાલી ઉપજત

રાજા—હવે આ અપરાધની ક્ષમા છે કે નહી?

નવાબ—તમારી મગરૂરી અને વિશ્વાસઘાત બદલની સજા એ કે એક મહીનો વધુ છે. તોએ તમે છુટી તો ત્યારેજ શકશો કે જ્યારે આ ૧૧ લાખની રકમ અમારા હાથમાં આવી જશે.

રાજા—એ તો અસંભવિત છે કે હું અહીં કેદમાં રહી તે રૂપીઆ વસુલ કરી શકીશ.

નવાબ—ત્યારે એ પણ અસંભવિત છે, કે તમે અહીંથી છુટી શકો.

રાજા—અગર આપ મને દસ દીવસની મુદત આપો તો હું મારાં માલ મીલકત વેચી તે રૂપીઆ ભરપાઇ કરી આપું.

નવાબ—માલ મીલકત વેચવાની શી જરૂર છે? તમને તો પન્નાણી પાસેથી પણ આટલી રકમ મળી શકે છે?

રાજા—નવાબ સાહેબ આવી વાતો કરી મને વધુ ન શરમાવો, દશ દીવસની મુદત આપો અને મારો ભરોસો કરો.

નવાબ—તે બચેલી રકમ ક્યાં છે ?

રાજા—તે પણ મારા ગયા વગર મળી શકતી નથી.

નવાબ—વારૂ, અત્યારે હું વાયદો કરતો નથી. એકશ જરા વિચાર કર્યા બાદ યોગ્ય જવાબ આપીશ.

આટલી વાતો કરી નવાબ સાહેબ ત્યાંના નોકરોને સુચનાઓ આપી ઘર તરફ રવાના થયા

---

# પ્રકરણ ૧૨ મું.

## મંગાની મ્હોકાણ.




જા વિહારીચંદ્ર પાસેથી રૂા. ૧૧ લાખની એકતી ખાત્રી મેળવી નવાબ સાહેબ પોતાના મકાને આવ્યા જ્યાં આવતાંજ મહાદેવે આવીને કહ્યું.

"સાહેબ ગજબ થયો. આપણી સઘળી બાજી ઉંધી વળી ગઇ. પેલો નકલી રાજા કાલ સાંજથી ક્યાંક ગુમ છે.

નવાબ—(બેપરવાઇ દાખવતા) મને પહેલાથીજ બીક હતી કે તે નામર્દ છે.

મહાદેવ—તો પછી આપે તેનો બંદોબસ્ત કેમ ન કર્યો ?

નવાબ—હું તેનો બંદોબસ્ત ધારી ચુક્યો છું. (દયા દાખવતા) અભાગ્યો કેદખાનામાં પડ્યો પડ્યો સડી જશે. (ઉંડો શ્વાસ ખેંચી) હવે પેલા અમરસીંહને અપણો મુકાબલો કરવાનો મોકો મળી ગયો.

મહાદેવ—એ તો ઠીક છે. પણ નકલી રાજા કેદમાં કેવી રીતે આવશે?

નવાબ—આ ભેદ અત્યારે તારાથી ન સમજાશે. જ્યારે તેમ થશે ત્યારે તને આપોઆપ ખબર પડી જશે. વારૂ હાલમાં એટલું કર, કે પ્લેઝર પાર્ક પર જઇ આપણા માણુસોને અહીં લાવી તેઓને ખાનગી રાખ.

નવાબના કહ્યા પ્રમાણે મહાદેવ પ્લેઝર પાર્ક પરથી પોતાના સઘળા માણુસોને લઇ આવ્યો. જેને આવેલો જોઇ નવાબે કહ્યું.

"કેમ સઘળાને લઇ આવ્યો?"

"હાજી સઘળાને લઇ આવ્યો, તેના ગુમ થયાની ખબર ફક્ત આપણા માણુસોનેજ છે જેથી માલમ પડે છે કે તે આજેજ સવારથી ગુમ થયો છે."

"ચાલો સારૂં થયું કે બીજાઓને ખબર પડતા પૂર્વેજ આપણા માણુસો ખસી ગયા."

આટલું કહ્યા બાદ નવાબ એક સીગરેટ સળગાવી તેનો ધુમાડો ઉડાવતા આખા રૂમમાં કંઇક વિચારમાં આંટા મારવા લાગ્યા. એકાએક કંઇ યાદ આવતા પદ્મણીના કેદખાના તરફ ચાલ્યા

પોતાના સરદારને આવતો જોઇ પહેરાવાળા માન ખાતર ઉભા થઇ ગયા. પદ્મણી ઉદાસ ચ્હેરે કંઇ વિચારી રહી હતી કે નવાબ પર તેની નજર પડી જેથી તરત ઉભી થઇ ગઇ અને કહેવા લાગી.

"નવાબ સાહેબ તમે રાજા વિહારીચંદ્ર તરફથી મારા હૃદયમાં નફરત ઉપજાવી છે. હું ધારૂં છું કે આ કેદખાના બાદ મારી જીંદગી નવું રૂપ પકડશે.

નવાબ—રાણી સાહેબ તમે મુજપર તહોમત ન મુકો. કોઇના દીલ સાથે મને સંબંધ નથી.

રાણી–પણ હું એ ક્યાં કહું છું કે તમે મને ભંભેરી ? હું એ કહેવા માંગું છું કે તમારી વાતોથી મારા મન પર સારી અસર થઇ છે.

નવાબ–તો અત્યારે હું જે કહેવા આવ્યો હતો તે ન કહું ?

રાણી–કેમ નહી ?

નવાબ–રખેને આપના મન પર કંઇ વધુ અસર થઇ જાય ?

રાણી–નહી, નહી, હંમેશ ખરી વાતોજ અસર કરે છે. અને ખરી વાત જણાવવી એ એક જાતની લાગણી છે.

નવાબ–એ ખરૂં છે પરંતુ હું પહેલાજ કહી ચુકયો કે કોઇના અંગત મામલા અને હૃદયિક વિચારોમાં દખલગીરી કરવી મારી ટેવથી વિરૂદ્ધ છે.

રાણી–ભલે, મને પણ આપના આ વિચારો પસંદ છે. છતાં સાદી વાત કરવામાં શો વાંધો છે. ફરમાવો શો હુકમ છે ?

નવાબ–ત્યારે સાંભળો, હું અત્યારે જે વાત કરવા માંગું છું, તેને થોડો ઘણો મારા કામ સાથે પણ સંબંધ છે અને એજ કારણ છે. કે મને તમારી ઇચ્છા પણ કબુલ કરવી પડી છે. વારૂં કહો જોઇએ કે, તમે તેજસીંહના જે ૧૧ લાખ રૂપીઆ વિહારીચંદ્ર પાસે અનામત તરીકે રાખેલા તે આ શરત પર રાખ્યા હતા ?

રાણી–(આશ્ચર્ય પામી) હું આ વાતનો ખરો જવાબ આપું તે પૂર્વે આપ એ બતાવી શકશો કે આ બાબત તમને કેવી રીતે માલમ પડી ?

નવાબ–રાણી સાહેબ અમારા ભેદ અમેજ સમજીએ છીએ, અને આ એક ભેદ છે. જે સમય આવ્યે ખુલ્લો કરવામાં આવશે.

રાણી–(ધારણા બતાવતા) નવાબ સાહેબ આપના આ ભેદોથી તો જાણે આપ બીજા "જોકર" ન હોવ તેમ લાગે છે ?

નવાબ-(સ્મિત કરતા) જોકર પણ અમારા જેવોજ ઇન્સાન છે જેવાં અમારી પાસે દીલ અને ભેજું છે, તેવાં તેની પાસે પણ છે. હું તો જોકરને મારા જેવોજ માનવી સમજુ છું.

રાણી-ભલે હું તમને વાત ઉધાડવામાં અડચણ કરવા નથી માંગતી, બોલો આપે રૂપીઆ બાબત શું પુછ્યું?

નવાબ-એ કે તમે તેજસીંહના ૧૧ લાખ રૂપીઆ વિહારીચંદ્રને કઇ શરતે સોંપ્યા હતા?

રાણી-તેજસીંના રૂપીઆ જો કે હું ખર્ચી પણ નાખતે તોએ તેઓ મને કંઇ ન કહેતે છતાં એ વીચારથી કે કદાચ તેઓ માંગશે, મેં તે રૂપીઆ રાજા સાહેબ પાસે અનામત રૂપે મુકેલા.

નવાબ-તો શું આપને ખાત્રી હતી કે તે રૂપીઆ આપને સહીસલામત પાછા મળશે!

રાણી-કેમ નહીં? અનામત રૂપે રાખેલી ચીજ કોઇ પણ માણુસ પોતાના ઉપયોગમાં લઇ શકતો નથી, તે શિવાય વિહારીચંદ્ર જેવા રાજા તો કદીએ તેવું કરે નહી.

નવાબ-રાણી સાહેબ હું ધારૂં છું કે તમે જો પહેલાથી આવી અકકલમંદી ન કરી હોત તો કદીએ તમે અને વિહારી આવી મુસીબતમાં ન આવી પડત.

રાણી-તો શું મારી અકકલમંદી ખોટી નીવડી? શું રાજા સાહેબ જેવા માણુસ વિશ્વાસને પાત્ર નથી?? ને જો છે. તો પછી મેં ભુલ શાની કરી???

નવાબ-રાણી સાહેબ એજતો રહસ્ય છે ને? કે પ્રેમમાં અવિશ્વાસુ પણ વિશ્વાસુ બની જાય છે.

રાણી-એ ઠીક છે, પણ અનામત રાખેલી ચીજને પ્રેમ સાથે

શું લેવું દેવું? જો રાજા સાહેબ વિશ્વાસઘાત કરશે તો બરાબર અપરાધી કહેવાનેજ પાત્ર થશે.

નવાબ—હું તમારા વિચારો માટે મગરૂર છું. તમારી અક્કલમંદી હોશીયારી અને બાહોશીથી હું એવાજ વાક્યોની આશા રાખતો હતો.

રાણી—નવાબ સાહેબ આપ એ બતાવી શકશો કે, રાજા સાહેબે મારી રકમમાં કંઇ ધોટાળો તો ન કર્યો?

નવાબ—દીલગીર છું જેટલું કહેવાનુ હતું. તેટલું કહી દીધું. હવે આગળ વખત આવ્યે જણાઇ આવશે.

રાણી—તમે તો મને ઇશારો પણ ન જણાવ્યો.

નવાબ—કેમ નહી હું પહેલા કહી ચુકયો કે જો તમે તેજસીંહની રકમ વિહારીને ન સોંપી હોત, તો આજે તેને પણ આ મુસીબત ન ઉઠાવવી પડત ને તમને પણ........

રાણી—શું તેણે એ રૂપીઆ વિખેરી નાખ્યા?

નવાબ—વિખેરાય કેમ? ચોરી થઇ નથી, લુંટ પડી નથી. મેં લીધા નથી, તેમજ તેજસીંહે પણ માંગી લીધા નથી.

રાણી—ત્યારે તો જરૂર તે રૂપીઆ રાજા સાહેબ પાસેજ હશે?

નવાબ—હા તેણે જો તેને અનામત સમજયા હશે તોજ... ..

રાણી—મને યાદ છે કે મેં તે રુપીઆ રાજા સાહેબ પાસે અનામત રૂપેજ રાખેલા હતા.

નવાબ—જો તેમજ હશે, અને તમારા રૂપીઆ સહીસલામતજ હશે, તો ઘણીજ જલદી તમને આ દુ:ખમાંથી મુકત કરવામાં આવશે.

રાણી—(વિચારીને) કદાચ માની લો કે રાજાએ તે રકમ વિખેરી એ નાખી, તો તેમાં મારો શો વાંક?

નવાબ—ના તમારો કોઇ વાંક નથી, અલબત........

રાણી–અલબત......કોનો ?

નવાબ–ના હું એ કહેવા માંગતો હતો કે તમારી નિર્દોષિતા માટે મને સંપૂર્ણ ખાત્રી છે, પરંતુ વિહારીચંદ્ર માટે તમને જરૂર ભોગવવું પડશે. હું મારા પ્રોગ્રામથી લાચાર છું. મારો પ્રોગ્રામજ એ છે કે જ્યાં સુધી વિહારીચંદ્રના દરેક મામલાઓ સાફ ન થશે ત્યાં સુધી આપને આજ મુસીબત ઉઠાવવી પડશે.

આટલી વાતો કરી, પદ્મણી કંઇપણ કહે તે પૂર્વેજ નવાબ બહાર નીકળી ગયા અને ઉપર આવી, સીગરેટ સળગાવી એકાદ ચોપડી લઇ આરામ ખુરસીમાં પગો લાંબા કરી આડા પડયા.

---

# પ્રકરણ ૧૩ મું.

## "ઇન્સ્પેકટર કોણ ?"



બહારવટીઆ તેજસીંહનો થોડો ઘણો હેવાલ અમે આગળ આપી ચુકયા છીએ, કે જે અસલમાં એક રાજા હતો. પરંતુ પદ્મણીના પ્રેમે તેને બહારવટું આપ્યું હતું. અને અત્યારે તે એક બહારવટીઆ માફક જીંદગી ગુજારી રહ્યો હતો. ધન દૌલત કે માલ મિલકતની તેને કમી ન હતી. સર્વ વાતે સુખી હતો. પણ પદ્મણીના પ્રેમે તેને એટલો ગાંડો બનાવી મુકયો હતો કે તે તે સર્વ સુખ વૈભવ તજી મુંબઇમાં આવી પડયો હતો.

જે દીવસથી જોકરે તેજસીંહને કેદ કર્યો, તેજ દીવસથી

તેના ગોઠીયાઓ તેને શોધી રહયા હતા, તેજસીંહને શોધવા માટેનો તેઓનો પ્રયત્ન એટલો જબરદસ્ત હતો કે જો જોકરે તેઓને ભમાવવા માટે પોતાના માણસો ન છોડયા હોત તો કયારનાએ તેઓ તેજસીંહને શોધી કાઢયા હોત એટલુંજ નહી પણ તેને છોડવીએ લીધો હોત.

જો કે તેજસીંહ જોકરને ત્યાં કેદ હતો છતાં તે ચાહતે તો કદાચ છુટી પણ શકતો હતો, પણ જેની ખાતર તે કેદમાં પડયો હતો તે પ્રેમમૂર્તી પણ અહીંજ કેદ હતી. તેજસીંહ જાણતો હતો કે જોકરે તેને આટલામાંજ કોઇક ઠેકાણે કેદ કરી છે. અને કદી ન કદી તે તેને મળી શકશેજ એજ એક આશા હતી કે જે માટે તે કેદી જીંદગી પસંદ કરી રહયો હતો.

રાણી પદમણીને આ વાતની ખબર ન હતી કે રાજા તેજસીંહ પણ અહીંજ કેદ છે. અને તે ન જણાવવા માટે જોકરે પહેરેગીરોને સખત તાકીદ કરેલી હતી અને એમ કરવાનું કારણ ફકત એટલુજ હતું કે રખેને પદમણીને પણ તેને મળવાનું મન થઇ જાય! જોકર એ ન ચાહતો હતો કે તેઓ સમય આવ્યા પૂર્વે એક બીજાને મળી જવા પામે.

નવાબ પોતાના ઓરડામાં ચોપડી વાંચતો બેઠો હતો, એટલામાં મહાદેવે આવીને ખબર આપી કે "બુધ્ધો નોકર આવેલો છે."

નવાબ-ઓહ બુધીઓ ઘણા દીવસો બાદ આવ્યો છે. બોલાવ એને.

મહાદેવે બહાર જઇ બુધીયાને અંદર મોકલ્યો બુધીયાએ આવતાની સાથે નવાબને અદબથી સલામ કરી અને બાજુએ શાંત ઉભો રહી ગયો.

નવાબ-બુધીયા ઘણા દીવસે આવ્યો? કેમ કયાં હતો??

બુધીયો—સરદાર સાહેબ તેઓની પાછળ લાગેલો હતો.

નવાબ—તો શું હજુ તેઓ તેજસીંહને શોધીજ રહ્યા છે ?

બુધીયો—કેમ નહી. તેજસીંહ વગર તેઓ મુંબઇ છોડી શકતા તે બંને તેજસીંહ સાથેજ મુંબઇ આવેલા.

નવાબ—અત્યારે તેઓ કયાં છે ?

બુધીયો—અત્યારે હું તેઓને જુના મંદીરમાં છોડી આવ્યો છું. બહુ દીવસ થઇ જવાથી વિચાર આવ્યો કે જરા આપને સલામ કરી આવું.

નવાબ—બહુ સારૂં કર્યું સાત સાત આઠ આઠ દીવસને ગાળે મળી જયા કરજે, કે જેથી તેઓની હાલતની પણ ખબર પડતી રહે.

બુધીયો—વારૂ હવેથી દર બુધવારે હાજરી આપી જઇશ.

નવાબ સાહેબ બુધીયા સાથે ઉપલી વાતો કરીજ રહ્યા હતા કે મહાદેવે કુલીનસીંહની પધરામણીની ખબર આપી જેથી બુધીયો બહાર નીકળી ગયો અને કુલિનસીંહ ઘરમાં પ્રવેશ્યા તરતજ નવાબથી બોલાઇ ગયું,

"સરદાર સાહેબના આભાર, કે તેઓ અત્યારે મને એક જરૂરી ખબર આપવા પધાર્યા છે."

કુલિન—(આશ્ચર્યથી) નવાબસાહેબ આપનો જ્યોતિષ પણ જાણો છો?

નવાબ—જ્યોતિષ તો નથી જાણતો અલબત કંઇક ધારણા છે ખરી.

કુલિન—ખરેખર, હું જે ખબર લાવ્યો છું તે ખરેજ આશ્ચર્ય-જનક છે.

નવાબ—તે શું ?

કુલિન—શું કહું સાહેબ, બપોર પછી અમરસીંહના મુનિમજીએ મારી બારે અજાયબી વચ્ચે આવી જણાવ્યું કે, મંગો નોકર આવી ગયો છે. અને તે તો રાજા વિહારીચંદ્ર મરેલો છે, વધુમાં તમારા વિષે

પણ કંઇ કહેતા હતા.

નવાબ—મારા વિષે એમ કહેતા હશે કે મેંજ તેને રાજા વિહારીચંદ્ર બનાવ્યો હતો ?"

કુલીન—હા હા એજ મુનિમજી કહેતા હતા.

નવાબ—પછી અમરસીંહે કંઇ કર્યું કે ?

કુલિન—મુનિમજી કહેતા હતા કે અમરસીંહે આપ વિરૂદ્ધ મંગાની કેટલીક જબાની પોલીસમાં નોંધાવી છે અને એજ કારણથી હું આપને ચેતાવવા આવ્યો છું.

આટલું કહી કુલિનસીંહ એકાગ્ર ચિતે નવાબ સાહેબના મોં પર જોવા લગ્યો તે ધારતો હતો કે કદાચ તેમના મોં પર કોઇ પ્રકારના ચિન્હો પ્રગટી નીકળશે. પણ વ્યર્થ નવાબની વિચિત્રતા પર તે વિસ્મીત થઇ રહયો હતો. નવાબના મન કે મોં પર ભયનું છાટું સરખુંએ માલમ ન પડયું. બલ્કે તે બે પરવાપથી સ્મિત કરતા બોલ્યો.

નવાબ—મને આવી નવીજી વાતોની પરવા નથી તમે મારા કર્તવ્ય જાણશો ત્યારેજ તમને માલમ પડસે કે હું આવી વાતોની ક્યારે પરવા કરૂં છું ?

કુલિન—(ઉંધું સમજીને) હારતો તમને શું પરવા હોય ? ખરૂં ખોટું પોતાની મેળેજ જણાઇ આવશે. માલમ પડે છે કે આ કામ શુજા લુટારૂનુ છે કારણ કે તેના શિવાય બીજો કોઇ માણસ એવાં કામો કરીં શકતું નથી તેજ એક માણુસ છે. કે જે પળવારમાં મંગાને રાજા, અને રાજાને મંગો બનાવી શકે છે.

નવાબ—બેશક મને પણ એનુંજ કામ લાગે છે,

કુલિન—હું જયારે આપને શોધવા પ્લેઝર પાર્કમાં ગયો હતો. ત્યારે એણેજ મારી સાથે વાતો કરી હશે. અને તમે પણ એનેજ

રાજા સમજતા હશો ?

નવાબ—હાસ્તો હું તેની સાથે રાજા વિહારીચંદ્ર માફકજ વર્તતો હતો

આ વખતે જો કે નવાબ સાહેબ એક ભયંકર આફતમાં આવી પડયો હતો અને તેમને કેટલાક કામો એટલા તાત્કાળીક કરવાના હતા કે જેની લેશમાત્ર પણ ઢીલથી જોસ્ટર લુટરૂના તમામ હેરત ભર્યા કામોનો સદા માટે છેડો આવવો સ્વભાવીક હતો. તોપણ સરદાર કુલિનસીંહ સાથે અત્યારે તે એટલી નિશ્ચિંતતાથી વાતો કરી રહયો હતો કે જાણે કંઇ કરવાનુંજ ન હતુ. અમને પોતાને પણ તેની આ ચમત્કારીક મન શક્તિ માટે આશ્ચર્ય છે કે આટ આટલું થયા છતાં તેના મોં પર કે મન પર તલમાત્ર પણ અસર જેવુ દેખાયુ નહી.

છેવટે કુલીનસીંહ ત્યાંથી રજા લઇ પોતાને મકાને ગયો. તેને જવાનીજ વાર હતી કે નવાબે મહાદેવને બુમ પાડી. જે સાંભળી તે તરતજ હાજર થયો નવાબે કહ્યું.

"મંગાએ સઘળું સત્યાનાશ વાળી નાખ્યું છે. અને અમરસીંહે તેની સઘળી જગાની પોલીસમાં નોંધાવી દીધી છે.

મહાદેવ—(ગભરાઇને) હેં એં એં એં ?: હવે કેમ કરશું ???

નવાબ—કરશુ શું ? હવે અમરસીંહ સાથે પણ મુકાબલો કરવો પડશે,

આટલું કહી નવાબ પોતાના ડ્રેસરૂમ તરફ ગયો. જ્યાંથી થોડી વાર પછી નીકળી મહાદેવને એમ કહેતો બારણા બહાર ચાલતો થયો કે "તુ અહીં ધ્યાન રાખ હું અમરસીંહને ત્યાં જાઉં છું.

નવાબ સાહેબના આ વખતનો પહેરવેષ એક ખાસા પોલીસ ઇન્સ્પેકટર કરતા કંઇ પણ ઉતરતો નહતો. નાની ખસખસી ફ્રેંચ દાઢી મોટી બનાવટી આંકડા ચઢાવેલી મૂછો, મોટી પણ ઠુમરી નાક ચ્હેરાનો રંગ ઘઉંવર્ણો, આ બધુ તેણે પોતાના અસલ ચ્હેરા પર

એક જાતની પાતળી ચામળી ચઢાવીને બનાવ્યું હતું. જેની કોર બનાવટી દાઢી નીચે ઢંકાઈ ગઇ હતી. બાકી બચેલા ગળું કાન હાથો વિગેરેના ભાગો એક જાતના રંગથી ધઉંવર્ણા બનાવવામાં આવ્યા હતા.

શરીર પર એક ખાસા પોલિસ ઇન્સ્પેકટરનો ખાકી રંગનો યુનીફોર્મ (ડ્રેસ) પહેરેલો હતો. સરદાર અમરસીંહના મકાને પહોંચતાજ દરવાને અંદર જઇ પોલિસ ઇન્સ્પેકટરની આવવાની ખબર આપી, જે સાંભળી અમરસીંહ પોતે બારણા પાસે લેવા આવ્યો, અંદર ગયા બાદ ઇન્સ્પેકટરે એક ખુરસી પર જગા લેતા કહ્યું

ઇન્સ્પેકટર–આપે પેલા આશ્ચર્યજનક બનાવ બાબે જે રીપોર્ટ પોલિસમાં લખાવ્યો છે તેની થોડી ઘણી વધુ તપાસ માટે હું આવ્યો છું.

અમર–હું જે કંઇ જાણતો હોઇશ તે વગર સંકોચે આપને જણાવીશ.

ઇન્સ–નવાબ મુન્સિફઅલીએ જે માણસને રાજા બનાવ્યો હતો તે કોણ છે? અને કયાં છે??

અમર–તે મારો એક જુનો નોકર છે. (બુમ પાડી) મંગા.

મંગો–(હાજર થઇ) હુકમ સરકાર?

અમર–( નવાબ તરફ આંગળી બતાવી ) ઇન્સ્પેકટર સાહેબ જે કંઇ પુછે તેનો ખરેખરો જવાબ આપ.

ઇન્સ–તારૂં નામ મંગો છે. વારૂં એ બતાવ કે નવાબ મુન્સીફ અલીએ તને કયારથી રાજા બનાવ્યો હતો?

મંગો–સાહેબ એ વાતને લગભગ બે મહીના થયા,

ઇન્સ–આટલી લાંબી મુદત સુધી તું શાંત કેમ રહયો?

મંગો–સાહેબ મને નવાબ સાહેબનો ભય હતો. તે શિવાય રાત

દીવસ તેના માણસો મારી દેખરેખ રાખતા હતા.

ઇન્સ—વારૂ રાજા વિહારીચંદ તારી નજર સામે કેદ કરવામાં આવ્યા હતા?

મંગો—હાજી.

ઇન્સ—તે કયાં કેદ છે. તેની તને ખબર છે?

મંગો—હાજી નવાબ મુન્સિફઅલીના આલીશાન મકાનની નીચે ભોંયરામાં.

ઇન્સ—તો અત્યારે પણ તેઓ ત્યાંજ કેદ છે કે?

મંગો—હાજી, બલ્કે રાણી સાહેબ પદ્માણી પણ ત્યાંજ કેદ છે.

ઇન્સ—(અટકળથી) રાણી વિષે જોઇતો રીપોર્ટ મળી ચૂકયો છે. હું પુછું તેટલોજ જવાબ આપ તને તે ભોંયરા વિષે માહીતી છે.

મંગો—હાજી,

ઇન્સપેકટર—વારૂ આજે રાત્રે નવ વાગે નવાબ મુન્સિફઅલીના મકાન પર અમને આવી મળજે (અમરસિંહ તરફ ફરીને) આપ પણ પધારજો.

મને આપ કયાં મળશો?

ઇન્સ—તેના મકાનની પાસેજ આપ ચોકકસ નવ વાગે પધારજો (ઉઠીને) વારૂ હવે હું રજા લઉં છું. કારણ મને બીજી જગાઓ પર પણ જવું છે.

આટલું કહી ઇન્સપેકટર ત્યાંથી નીકળી પોતાને મકાને આવ્યા જ્યાં આવી ફરી નવાબ સાહેબ બની ગયા તરત મહાદેવે આવી પુછયું

મહાદેવ-સરદાર શું કરી આવ્યા?

નવાબ—અમર અને મંગો આજે નવ વાગે અહીં આવશે.

મહાદેવ—વાહ આવી જાય તો આ ફીકર પણ નીકળી જાય.

નવાબ—આવશે કેમ નહી? પણ ફકત અમરનેજ કેદ કરવામાં

આવશે. મંગાને નહી.

મહાદેવ–કેમ ?

નવાબ–ભેદ છે.

અહીં અમારે એટલું જણાવવું પડશે કે જો કે મહાદેવ નવાબ સાહેબનો જમણો હાથ હતો અને તેમની દરેક વાત એને ખબર હતી છતાં નવાબ સાહેબ કેટલીક વખત કેટલીક વાતો તેનાથીએ થોડીક ઘડીઓ માટે છૂપાવી રાખતા અને બરાબર વખત આવ્યેજ તેને કહેતા મહાદેવ પણ તેઓની આ ટેવથી સંપૂર્ણ રીતે વાકેફ હતો, જેથી તે તે વિષે વધારે સવાલો ન કરતાં બીજા સવાલો પર ઉતરી પડતો ઉપલા સવાલનો ખુલ્લો જવાબ ન મળતા તેણે આગળ સવાલ કર્યો.

મહાદેવ–તો શું તેજ ભોંયરામાં અમરને પણ રાખવામાં આવશે ?

નવાબ–ના પેલા બીજામાં, હા બદલે તેજસીંહ અને પદ્મણીને પણ ત્યાંથી ખસેડી લેવામાં આવશે.

મહાદેવ–તો અત્યારેજ ખસેડી લઉં કે ?

નવાબ–હમણાં ઉતાવળ નથી પહેલા અમરસીંહને કેદ થઇ જવા દે. વારૂં જમણ અત્યારેજ લઇ આવ પછી કદાચ વખત ન મળશે.

મહાદેવે જમણ લાવી મુક્યું. જેથી પરવાર્યા બાદ નવાબે સીગરેટના દમ ખેંચવા શરૂ કરી દીધા. લગભગ આઠને આશરે નવાબે ફરી મહાદેવને બોલાવ્યો.

નવાબ–(ઘડીઆળ જોઇ) ઓહો આઠ વાગી ચુકયા છે. ચાલ હું મારો પાર્ટ ભજવવા ડ્રેસ બદલી નાખું છું. તું અહીં બાજુના ઓરડામાં આપણા માણસોને લઇને તૈયાર રહે જ્યારે અમર તને એકલો જણાય ત્યારે તરત તેને પકડી લેજે.

મહાદેવ–અને મંગાને ?

નવાબ–તેને આપણે પકડવાનો નથી. છુટોજ મુકવાનો છે' કારણકે તેને પોલીસોજ બંધ કરશે.

મહાદેવ–વારૂં પેલા કેદીઓને અહીંજ રાખવા છે ?

નવાબ–ના, ત્યાંથી આવ્યા બાદ તેઓને ખસેડવામાં આવશે.

આટલી સુચનાઓ આપી નવાબે ફરી તે વેષ ધારણ કર્યો. અને પોલિસ ઇન્સ્પેક્ટર બની પોતાના મકાનની બહાર રસ્તા પર એક બાજુએ આવી ઉભો. બરાબર નવને આશરે અમર અને મંગો આવી પહોંચ્યા ઇન્સ્પેક્ટરે તેઓને ઇશારાથી પાસે બોલાવી ધીમેથી કહ્યું

ઇન્સ–સારૂ થયું તમે વખતસર આવ્યા. જો હું પણ એક દશ મિનીટ વહેલો ન આવતે તો અમને સઘળાને નિરાશ થવું પડતે

અમર–એમ કેમ ?

ઇન્સ–નવાબ સાહેબના માણસો ઘણીજ સંભાળથી વિહારીચંદ અને એક સ્ત્રીને જે પકડાણી હશે. અત્યારેજ બીજી જગાએ લઇ ગયા છે. તેઓ બન્નેને જુદા જૂદા મકાનમાં લઇ ગયા છે. અને મેં બંને મકાનો જોઇ લીધા છે ઘણીજ હોશયારીથી મારી પાછળ પાછળ આવો રહેજ પણ અવાજ ન કરતા.

અમર–તમારા પોલીસો કયાં છે ?

ઇન્સ–તેઓ આજ મકાનની આસપાસ એને ઘેરીને ઉભા છે. તમે જો પાંચ મિનીટ મોડા આવતે તો હું પણ ન મળતે. ચાલો વાર ન કરો.

એટલું કહી ઇન્સપેક્ટર સાહેબ આગળ વધ્યા અને તેમની પાછળ અમરસીંહ ચાલ્યો. તેના ચાર કદમને આશરે પાછળ મંગો હતે. સામેની બાજુપર એક ચકલો હતો. જેના ડાબા હાથના રસ્તા પરની જમણી બાજુની એક સાંકળી ગળીમાં પ્રવેશતા ઇન્સ્પેક્ટરે

કહ્યું "જુઓ બનતા સુધી પગ ધીમે રાખો."

અમર–ત્યારે જોડા કાઢી નાખીએ?

ઇન્સ–વાહ ત્યારે તો સોનાથીયે પીળું.

બંન્નેના પગમાં રજવાડી ઘાટના સામે ટોયવાળા જોડા હતાં. ઉપલો જવાબ મળતા બંન્નેએ ઝટથી જોડા કાઢી બગલમાં દબાવી લીધા જે દેખાવ જોઇ ઇન્સ્પેકટરને હસવું આવી ગયું પણ તરતજ સ્વસ્થ થઇ (મંગાને સંબોધી) "તુ અહીંજ થોભ કે જેથી જલ્દી પોલિસને બોલાવી શકે. અને હું તથા સરદાર સાહેબ અંદર જઇએ છીએ".

ઇન્સ્પેકટરના કહેવાથી મંગો ભીંત સાથે ચોંટી ઉભો રહી ગયો અને અમરસીંહ તેઓની સાથેજ ગયો થોડેક દુર ગયા પછી તેઓ ચોરો માફક એક મકાનના બારણામાં પેઠા, બારણામાં ઘુસતાજ ઇન્સપેકટરે અમરસીંહના કાનમાં ધીમેથી કહ્યું.

"તમે બીઓ છો, માટે મારી પછાજ રહો."

અમર–તમે સાથે છો તો બીવાની શી જરૂર છે?

રાતનો ટાઇમ હતો એટલે કહેવાની જરૂર ન રહેશે કે અમરસીંહ અને નવાબ જે જગા પર હતા ત્યાં હદ કરતા વધુ અંધારૂ હતું. અહીં આવી ઇન્સ્પેકટર ઝડપથી આગળ નીકળી ગયો અને અમરસીંહ ત્યાજ ફાં ફાં મારતો રહી ગયો.

તે ફાં ફાં મારીજ રહયો હતો કે એકાએક ત્રણચાર મજબુત માણસોએ આવી તેને પકડી લીધો એટલુંજ નહી પણ તેને મજબુત રીતે બાંધી ભોંયરામાં લઇ જઇ ગોંધીએ દીધો.

આ બારણું નવાબ સાહેબના મકાનનું પાછલું બારણું હતું. જે પાછળની તરફ આવેલું હતું આ કામ આશરે પાંચેક મિનિટમાં થઇ ગયું.

બિચારો મંગો ત્યાંજ ઉભો ઉભો થાકી ગયો છેવટે બીતા

બીતા પોલીસોને પણ બૂમ પાડી પણ ત્યાં કોઇ હોય તો સાંભળેને ? છેવટે એકદમ ભય પામી ત્યાંથી નાસી ગયો.



# પ્રકરણ ૧૪ મું.



## કુદરતની કરામત.

નવાબ સાહેબે મકાન પર આવી તેજસિંહ અને પદ્મણીને બીજા ભોંયરામાં મોકલી દીધાં.

સવાર સુધી બિચારો મંગો અમરસીંહની વાટ તેમના મકાને જોતો રહયો. પણ કોઇ ન આવવાથી છેવટે કંટાળી અગીયારેક વાગે પોલિસ થાણામાં જઇ પહોંચ્યો જ્યાં તકદીરથી પોલીસ ઇન્સ્પેકટર અને સી આઇ ડી (જાસુસ ખાતાના) ઇન્સ્પેકટર બન્ને બેઠેલા જણાયા. મંગાને જોતાજ તેઓએ પુછયું.

ઇન્સ—મંગા તારા શેઠ અમરસીંહ આવ્યા નહી ?

મંગો—સાહેબ તે તો રાતથી કયાંક ગુમ છે. અમે બધાજ ફીકરમાં છીએ.

ઇન્સ—કયાં ગયા હતો, કે જે હજૂ આવ્યા નથી ?

મંગો—સાહેબ ઇન્સ્પેકટર સાહેબે અમને કાલે રાત્રે નવાબ સાહેબના મકાને બોલાવ્યા હતા જ્યાં અમે પહોંચતાજ બહાર રસ્તા પર ઇન્સ્પેકટર સાહેબ ઉભેલા હતા તરતજ તેઓ અમને લઇ પાછલી ગળીમાં ગયા મને નાકા પર થોભવાનું કહેતાં હું ત્યાંજ અટકયો અને સરદાર તેમજ ઇન્સ્પેકટર સાહેબ એક મકાનમાં ઘુસ્યા જ્યાં તે બન્ને ગેબ થઇ ગયા. હું તો બેએક કલાક બાદ ઘેર આવી ગયો. પણ

અત્યાર સુધી સરદાર સાહેબનો પતો નથી,

ઇન્સ-(ખડખડાટ હસીને) મંગા માલુમ પડે છે, કે તારૂં મગજ ખરાબ થઇ ગયું છે. વારૂ એ તો બતાવ કે હું કોણ છું ?

મંગો-આપ ફોજદાર છો ?

ઇન્સ-ગાંડા ફોજદાર ને ઇન્સ્પેકટરમાં કંઇ ફેર હોય છે એમ ?

મંગો-(ગુંચવાઇને) સાહેબ હું જૂઠું નથી બોલતો સરદાર સાહેબ હોત તો તે પણ એજ કહેત.

ઇન્સ-અલ્યા પણ મારા શિવાય બીજો કોણ ઇન્સ્પેકટર છે ?

મંગો-(વધુ ગુંચવાઇને) સાહેબ જૂઓ કાલે સાંજે ૪ વાગે એક ઇન્સ્પેકટર સાહેબ મકાને આવેલા તેઓએ નવાબ સાહેબ તેજસીંહ તેમજ, રાણી સાહેબ માટે કેટલાક સવાલો મને કરેલા ત્યારબાદ તેઓએ મને નવાબના ભોંયરાઓ વિષે પુછ્યું મેં તેની માહીતી બતાવી એટલે તેઓ તે આખી ટોળીને પકડવાને ઇરાદે આવ્યા હતા.

ઇન્સ-તમને પેલા ઇન્સ્પેકટર નવાબ સાહેબના મકાન પર મળ્યા હતા, કે બહાર ?

મંગો-ના સાહેબ, બહારજ. જ્યારે અમે તેઓને મળ્યા ત્યારે તેઓએ ધીમેથી અમને જણાવ્યું કે નવાબ સાહેબના માણસોએ તેમના કેદીઓને ખસેડી લીધા છે.

ઇન્સ-પછી.

"પછી અમે બંને તેઓ પાછળ ગયા જ્યાં પાછલા ભાગની ગલીના નાકા પર મને ઉભો રાખી સરદાર સાહેબ અને ઇન્સ્પેકટર સાહેબ બંને એક બારણામાં પ્રવેશ્યા."

"તું કયાં સુધી ત્યાં ઉભો રહ્યો ?"

"સાહેબ લગભગ બે કલાક સુધી."

પોલિસ ઇન્સ્પેક્ટરે મંગાની હકીકત ઘણુાજ આશ્ચર્યથી સાંભળી બાદ મંગાને એક બાજુએ બેસવાનું કહી. સામેની ટેબલ પર બેઠેલા સી. આઇ. ડી. ઇન્સપેક્ટરને બોલાવી કહ્યું.

ઇન્સ–ઘણુંજ આશ્ચર્યની વાત છે. મંગો કહે છે કે કાલે સરદાર અમરસીંહને મકાને પોલીસ ઇન્સ્પેક્ટર બનીને કોઇ ગયું હતું. જે ધોકો આપી સરદારને ક્યાંક લઇ ગયો હતો અને અત્યારે સરદાર સાહેબ ગુમ છે.

સી. ઇન્સ–હા હું સઘળું સાંભળી રહ્યો હતો. અને એજ વિષે હું વિચાર કરી રહ્યો હતો.

પો. ઇ.–તો હવે તમારો શો વિચાર છે?

સી. ઇ.–મને વહેમ છે કે આ કામમાં નવાબ સાહેબનો પણ થોડો ઘણો હાથ છે. અને સંભવિત છે કે રાજા વિહારીચંદ્ર તેમજ ધમણી પણ ત્યાંજ કેદ હશે.

પો. ઇ.–પહેલા તો નવાબ મુન્સિફઅલી જેવા માણુસ પર શક ખાવો એજ અકકલમંદીથી વિરૂદ્ધ છે છતાં માની લો કે તેનો આ કામમાં હાથ હોય તો મંગાની એ વાત કેવી? કે રાજા અને રાણીને તેઓ બીજે ઠેકાણે લઇ ગયા.

સી. ઇ.–આ વાતનો મંગા પાસે પૂરાવો નથી એટલે માલમ પડે છે, કે બનાવટી ઇન્સ્પેક્ટરે અમરસીંહને ધોકો આપવા સારૂ એ વાત ઘડી કાઢી હશે.

વારૂં એ પણ માની લઇએ તોએ અહી વાંધો એ પડે છે કે નવાબ સાહેબે અમરસીંહને પોતાના મકાનમાંજ કેમ કેદ ન કર્યો?

પો. ઇ.–એટલા માટે કે કોઇ તેઓ પર વહેમ ન ખાય, મારી ધારણા છે કે રાજા વિહારીચંદ્ર જરૂર નવાબ સાહેબના મકાનમાંજ કેદ છે.

સી. ઇ.–(ચીઢાતા) તમારી ધારણા છે તો તેને ખરી પાડવા તમારે બનતી કોશેષ કરવી જોઇએ.

સી. ઇ.–મારે તેમ કરવુંજ પડશે આવા ગુંચવણ ભરેલા કામનો જ્યાંસુધી નવાબ સાહેબના મકાનનું નિરીક્ષણ ન કરવામાં આવે ત્યાં સુધી ઉકેળ થવો મુશ્કેલ છે.

બંન્ને ઇન્સપેક્ટરે આ સલાહ કર્યા પછી મંગાને બોલાવી કહેવામાં આવ્યું કે તે બે કલાક બાદ ફરી થાણામાં હાજર થાય કે જેથી નવાબ મુન્સિફઅલીનું મકાન બતાવવામાં તે મદદરૂપ થઈ પડે.

મંગાના ગયા બાદ સી. આઇ. ડી. ઇન્સપેક્ટર, નવાબ સાહેબ બાબે ઉપજેલી શંકા માટે મળેલી તમામ ખબરને ઉંડાણથી સોંચવા લાગ્યા કારણ કે નવાબ સાહેબ શહેરના પ્રતિષ્ઠિત ગૃહસ્થો માંથી હતા, અને તેવા માણસ પર એકાએક શંકાનો આરોપ મુકવો કંઇ સાધારણ વાત ન હતી. વખતે પોલિસોને પણ લફળામાં આવી જવું પડે જેથી આખા બે કલાક સી. આઇ. ડી. ઇન્સપેક્ટરે એજ વિચારોમાં કાઢી નાખ્યા અને મંગો આવી ઉભો.

સી. ઇન્સપેક્ટર કેટલાક છુપી પોલિસ અને મંગાને લઇને નવાબ સાહેબના મકાન તરફ રવાના થઇ ગયા. નવાબના મકાન પાસે જઇ સઘળા માણસોને બહાર ઉભા રાખી, ઇન્સપેક્ટર અને મંગો તેમના ઘરમાં દાખલ થયા,

નવાબ સાહેબ જો કે સમજી તો ગયાજ હતા છતાં આશ્ચર્યનો ડોળ કરતા બોલ્યા.

નવાબ–કેમ ઇન્સપેક્ટર સાહેબ, આજે અહીં ક્યાં ભૂલા પડયા!

સી. ઇન્સ–નામદાર શું કરીએ અમારી નોકરીજ એવી છે. લાચાર છીએ આ માણસને કંઇ વહેમ છે, અને હું એક પોલિસ

ઓફીસર તરીકે તમારૂં ઘર જોવા માગું છું.

નવાબ–કેવો વહેમ ? શું કોઇનું ખુન થતાં જોયું છે ?? અથવા કોઇનો ચોરીનો માલ મારા ઘરમાં દાખલ થતો તેણે જોયો છે ??? ઘણી આશ્ચર્યની વાત કે એક સાધારણ માણસના કહેવાથી આપ મારી આબરૂ પર હાથ નાખવા આવી પહોંચ્યા.

વાંચક સહેલાઇથી કળી ગયા હશે કે નવાબની આ સુકી ધમકીએ ઇન્સપેકટર પર કેવી અસર કરી હશે, ખાલી "આબરૂ પર હાથ ના-ખવાનીજ" વાત નવાબે એવા રોબથી કરી કે બિચારા ઇન્સપેકટરના હૃદયમાં એક ધચકો બેઠો છતાં તે હીંમત ધરીને અટકતા અટકતા બોલ્યો.

ઇન્સ- નામદાર...આ માણુસ...નો દાવો તો એટલો મોટો છે, કે કંઇ પુછવાની વાત નહી, જો આપ તેણે લખાવેલો રીપોર્ટ ફક્ત એકજ વખત વાંચી લેશો તો સમજી જશો કે પોલીસે આપનુ માન કેટલે દરજ્જે સુધી જાળવ્યું. આખરે આજે લાચાર થઇ ફક્ત એકજ નજરે આપનું મકાન જોવા આવ્યા છીએ, છતાં આ માણુસની કોઇ વાત સાબેત ન થઇ તો આપ ગમે તેવા કાયદેસર પગલા આ માણુસ પર લઇ શકશો.

નવાબ–સરકારી કાયદા આગળ હું માથું નમાવું છું, પણ યાદ રાખજો કોઇ વાત સાબેત ન થઇ તો તેના જવાબદાર તમે પોતે પણ રહેશો.

ઇન્સ–તેમાં વાંધો શું છે આ માણુસની ગરદન મારા હાથમાં છે.

નવાબ સાહેબે તરત પોતાના સઘળા માણુસોને બહાર નીકળી જવાનો હુકમ કર્યો મંગો ઇન્સપેકટરને લઇ, તેજ ભોંયરામાં ગયો કે જ્યાં રાજા વિગેરે કેદ કરવામાં આવ્યા હતા પણ ત્યાં તો જલાઉ લાકડા કોલસાની ગુણો અને ભાંગેલાં તુટેલાં કોચ ખુરસીઓ વિગેરે એવી ઢબથી રસ્તામાં પડેલાં હતાં કે જાણે બે મહીના પૂર્વે પણ અહીં

કોઇને રાખવામાં આવ્યું ન હતું.

આ દેખાવ જોઇ મંગો પોતે પણ ચકરાઇ ગયો કે "આ સઘળી ચિજો આવી કયાંથી? જ્યારે મને અહી લાવવાં આવ્યો હતો ત્યારે અહીં આમાનું કંઇ પણ ન હતું." આ વિચારો કરતો તે ધડકતા હૃદયે આગળ વધ્યો અને બીજા ભોયરામાં દાખલ થયો.

જ્યારે ત્યાંની પણ એજ હાલત જોઇ તો મંગાથી વધુ પેલા ઇન્સપેક્ટરને ઝાંખપણ લાગ્યું કે તેની ધારણા તદન ખોટી પડી. હજુ આશા હતી. જેથી આખું મકાન તપાસી નાખ્યું. પણ નતો ત્યાં કોઇ કેદી મળ્યો કે ન તો કોઇ નીશાની, છેવટે બંને જણા વિલે મોઢે નવાબ પાસે આવ્યા ઇન્સપેકટરે દીલગીરી ભર્યા શબ્દોમાં કહ્યું-

"નવાબ સાહેબ માફ કરજો આ મુર્ખને ખાતર આપને ઘણી તસ્દી આપી."

નવાબ—હવે આ માણસનું શું કરવું ?

ઇન્સ-એની પર આપ ડેફેમેશન (અપમાન કર્યા)ની ફર્યાદ માંડી શકશો.

નવાબ—ફર્યાદ પૂર્વે મને ભય છે કે એ નાસી જશે માટે હું પોતે પણ થાણા પર આવું છું અને પોલિસ ઇન્સપેકટર પાસેથી સલાહ લઉં છું.

એટલું કહી નવાબે કપડાં પહેર્યા અને મોટરમાં બેસી થાણામાં પહોંચી ગયા પોલિસ ઇન્સપેકટર બેઠેલોજ હતો નવાબે કહ્યું.

"ઇન્સપેકટર ઘણા ખેદની વાત છે કે આપે આવા એક સાધારણ માણસની વાત સાંભળી મારી આબરૂ પર હુમલો કરાવ્યો ?"

પો. ઇન્સ—નવાબ સાહેબ સરકારી કાયદાથી અમે ઘણાંજ લાચાર છીએ,

નવાબ—હું ધારૂં છું કે એજ માણસ રાજા બિહારીચંદનો ખુની

છે. અને એજ સરદાર અમરસીંહને પણ કોઇક આફતમાં નાખી આવ્યો છે. આ સઘળા ફાં ફાં તેણે પોતાને બચાવવા અર્થે માર્યા છે. અને મારૂં નામ પણ એજ મતલબે તમારા પાસે બતાવ્યું, કે તમે મારૂં નામ સાંભળી આ કેસને પડતો મુકશો. અને તેમજ થતે; પણ સારૂં થયું કે એ વધારે સફાઇ કરવા ગયો કે જેથી તમને મારૂં મકાન જોવાની ફરજ પડી. મને તો ચોક્કસ ખાત્રી છે કે આ માણસ પુરેપુરો ગુન્હેગાર છે.

વાંચક સ્હેજે કલ્પી શકશે કે નવાબ સાહેબ જેવા રોબદાર માણસના દબદબા આગળ બિચારા મંગા જેવાનુ શું ચાલી શકે? તે ઘણી વખત વચમાં બોલવા જતો હતો પણ પોલીસો તેને ધમકાવી શાંત કરી દેતા હતા, તે શિવાય થોડીવાર માટે માની લો કે મંગો કંઇ કહેતે તોપણ નવાબ સાહેબની દલીલો એટલી બધી બંધ બેસતી અને મજબુત હતી કે તે તદન સપડાઇ ગયો. અને હવેજ તેને ભાન આવવા માડયું કે "કે નવાબ સાહેબની વાત ન માનવામાં મેં કેટલી બધી ગંભીર મુર્ખતા કરી છે."

"તે શિવાય" નવાબે આગળ કહ્યું."હું આના પર ડેફેમેશનની ફરીયાદ માંડવા માગું છું. અને આવો લુચ્ચો માણસ નાસવામાં પણ કસર ન રાખશે એવી મને શંકા છે માટે મારી શંકા પર આપને તેને આપના કબજામાં રાખવું પડશે.

સી. આઇ. ડી. ઇન્સ–(એક પોલિસને) વારૂં એને નવાબ સાહેબની ફર્યાદ થાય ત્યાં સુધીજ નહીં બલ્કે સરદાર અમરસીંહનો પત્તો ન મળે ત્યાં સુધી કેદમાં રાખો.

હુકમ મળતાજ મંગો કેદમાં બંધ થઇ ગયો. જો કે તેણે ઘણો ફફળાટ કર્યો પણ કોણ સાંભળે? છેવટે નવાબ બંન્ને ઇન્સપેકટરોથી

હાથ મેળવી ઉભો થયો બંને ઇન્સપેક્ટરોએ ફરી એકવાર તરફી માટે મારી ચાઠી અને નવાબ પોતાની ફતેહમંદી પર ખુશ થતા પોતાના મકાને આવી પહોંચ્યા.

---

# પ્રકરણ ૧૫ મું.



## "ભેદજ ભેદ"

જયારે અમરસીંહનું ભાન જરા ઠેકાણે આવ્યું ત્યારેજ તેને માલમ પડયું. કે "હું કેદીની હાલતમાં અહીં બંધ છું. તેને સમજ ન પડતી હતી કે આ ભેદ શું છે? તે એમ સમજતો હતો કે પોતાની સાથે આવેલો પોલીસ ઇન્સપેક્ટર પણ કદાચ કેદ થઇ ગયો હશે. તે પોતાના વિચારોની ખાત્રી માટે ફાં ફાં મારી રહયો હતો કે એક માણસે તેની સામે જમણ લાવીને મુકયું. અમરસીંહે તેને પુછયું.

"અરે ભાઇ તમને ખબર છે કે મારી સાથે આવેલા પોલીસ ઇન્સપેકટર પણ પકડાઇ ગયા છે કે નહી?",

"તમને અકકલ નથી તે અહીંથી કેવી રીતે બચીને જઇ શકે છે?"

"તો તે અત્યારે કયાં છે?"

"એ પુછવામાં તમારો હેતુ શું છે? શું અહીંથી નાસી જવાનો ઇરાદો છે??"

"હું આટલા બધા માણસો વચ્ચેથી અને આવા ભયંકર મકાનમાંથી કેવી રીતે નાસી શકું છું, એતો ખાલી પુછયુ હતું."

"વારૂ હવે પછી આવી વાત કોઇ બીજાને પુછશો નહી. મેં તમને ઇજ્જતદાર જાણી સમજાવ્યું છે."

"વારૂ ભાઇ હું તમારી આ મહેરબાનીનો આભાર માનું છું."

"લો આ ભોજન ખાઇ લો. પાણી પી સીગારેટની જરૂર હશે તો તેપણ માંગી લેજો અને ગૂપચુપ પડયા રહો વધારે વાત કરવાની મના છે."

આટલું કહી પહેરાવાળો ત્યાંથી ચાલતો થયો, અમરસીંહ ઉદાસ ચહેરે જમી પરવાર્યો થોડીવાર પછી નવાબ મુન્સીફઅલી તે ઓરડામાં દાખલ થયો નવાબને આ અણધારી જગામાં આવેલો જોઇ અમરસીંહ દીંગમુઢ બની ગયો તરત નવાબે તેની ગુંચવણ સમજીને કહ્યું,

"સરદારદાર સાહેબ જોયું બુરાઇનો બદલો કેટલો તાત્કાળીક મળે છે?"

અમર—નવાબ સાહેબ જયાંસુધી મને યાદ છે ત્યાંસુધી મેં કોઇ સાથે પણ બુરાઇ કરી નથી.

નવાબ—શું એ બુરાઇ ન હતી? કે એક સાધારણ નોકરની વાત સાંભળી તમે મારી વિરૂદ્ધ પોલિસમાં ગરબડ કરી દીધી?

અમર—એમાં મારો શું વાંક? જે કંઇ મંગાએ મને કહ્યું તેનો રીપોર્ટ પોલિસમાં લખાવ્યો.

નવાબ—તમે મારા કરતા વધુ તમારા નોકરનો વિશ્વાસ કર્યો શું તમને એ ન જોઇતુ હતું, કે તમે પહેલા મને પુછી લીધું હોત?

અમર—બેશક આ મારી ભૂલ થઇ.

નવાબ—નહી, એ ભૂલ ન હતી બલ્કે મેં તમારા ભાઇ સાથે દોસ્તી કીધી, તેનો તમે બદલો લેવા માંગતા હતા.

અમર—મને માફ કરો હવે પછી હું તમારી સઘળી વાત માનીશ,

નવાબ—નહી તમે ઘણાં માલદાર છો અને અનેક દુઃખીઓને કકળાવી તમે તમારો પૈસો વધાર્યો છે એટલે હવે તમને તમારી ભૂલની સજા આપવીજ પડશે.

અમર-હું પહેલાજ કહી ચુકયો કે હું તમારી સઘળી વાત માનવા તૈયાર છું.

નવાબ-વારૂ જો તમે તમારો છુટકારો ચાહતા હોવ તો બે વાતો કબુલ કરો.

અમર-ફરમાવો હું ખુશીથી આપના હુકમને તાબે થઇશ.

નવાબ-એકતો ૨૧ લાખ રૂપીઆ રોકડા આપવાનો અને બીજો પોતાના બાપને ન સતાવવા માટેનો વાયદો કરો. જો આ બંને વાતો મજબુતીથી કબુલ થઇ જશે તો હું હમણાજ તમને છોડી મુકું છું.

અમર-(ગભરાઇને) આટલો મોટા બદલો? ૧૧ લાખ?? કંઇ ઓછું નહીં ???

નવાબ-એક પાઇ પણ નહી.

અમર-(વિચારીને) વારૂ બંને વાતો મંને મંજુર છે.

નવાબ-સરદાર સાહેબ યાદ રાખજો કે આ વાયદા પુર્ણ કરવામાં જરાપણ કસર થઇ તો આખી ઉમર તમને દુઃખ ઉઠાવવું પડશે.

અમર-ભલે હું મારો બોલ પાળીશ મને જલ્દી છુટો કરો.

નવાબે સરદાર પાસેથી બંને વાયદા લઇ પોતાના નોકરોને તેને છોડી મુકવાનો હુકમ કર્યો તેના છુટયા પછી તરત નવાબ સાહેબ ઘરમાં ગયા જ્યાં એકદમ મહાદેવે ગભરાટમાં આવીને જણાવ્યું.

"સાહેબ તેજસીંહ નાસી ગયો છે."

તેજસીંહના નાસી જવાની ખબર સાંભળી નવાબનો ચહેરો ગુસ્સામાં લાલ થઇ ગયો થોડીવાર વિચાર કર્યા બાદ તે બોલ્યો.

"પદ્મણી છે કે તે પણ નાસી ગઇ?"

"પદ્મણી કહે છે કે તેજસીંહ તેને પણ નસાડવા માંગતો હતો પણ તે તેમ કરવા રાજી ન થઇ."

નવાબ (શ્વાસ ખેંચી) ઓહ તેજસીંહ તેને મળી ગયો એ

ઘણુંજ ખોટું થયું પદ્મણીને મળ્યા વગર તે નાસી ગયો હોત તો તો મને વધુ દીલગીરી ન થાત.

આટલું કહી નવાબ પદ્મણી પાસે પહોંચ્યો જેને જોતાજ પદ્મણીએ કહ્યું.

પદ્મણી—જોકર ! તમારી આ બાજી સમજતા મનુષ્યની અક્કલ ચકરાઇ જાય છે, મને નથી સમજ પડતી કે તમે આ પીડા શા માટે વેઠો છો. !

નવાબ—રાણી સાહેબ હું મારા ધંધાથી લાચાર છું. મેં આવાજ કામોના સોગંદ ખાધા છે માફ કરજો તેજસીંહ તમને ન મળતે તો કદી તમે મને જોકરના નામથી યાદ ન કરત.

પદ્મણી—એતો ઠીક પણ આ શું ભેદ છે ? કે એક તરફ તો તમે રાજા વિહારીચંદ્રને તેની સજા આપી રહયા છો. જ્યારે બીજી તરફ તેજસીંહને પણ કેદમાં રાખ્યો હતો.

નવાબ—રાણી સાહેબ મારા ભેદો કોઇ આગળથી સમજી શકતું નથી. પણ જ્યારે સમય આવે છે ત્યારે આપો આપ સઘળા મને બુરાઇને બદલે ભલાઇના નામથી યાદ કરે છે.

રાણી—વારૂ માલમ પડશે હું પણ જોઇશ કે તમે મારી શું ભલાઇ કરવા માંગો છો. ?

નવાબ—હશે ? ભલા એતો બતાવો કે તેજસીંહ સાથે તમારી શી વાતો થઇ ?

રાણી—કંઇ નહી તે મને કહેતા હતા કે "તમે પણ મારી સાથે છટકી આવો અને હું તમને અત્યાર સુધી ખરા હૃદયથી ચાહું છું પણ તેણે રૂપીઆ માટે કંઇજ પુછ્યું નહીં.

નવાબ—રૂપીઆ માટે હું એ પૂછવા માંગતો નથી.

રાણી–ત્યારે તો ફકત તે મને છટકવાનુંજ કહેતો હતો પણ મેં તે યોગ્ય ધાર્યું નહીં,

નવાબ–ખરેખર તમે બહાદુર છો.

રાણી–મેં તેને ચોકખે ચોકખું કહી દીધું છે કે "જો તમે મને છોડવવાજ માંગતા હોવ તો એક બહાદુર માફક આવો અને છોડવી જાઓ"

નવાબ-ખરી વાત, શુરાઓનો એજ સિદ્ધાંત હોય છે કે તેઓ સામસામાં મુકાબલો કરે છે. વારૂ હું જાઉં છું.

નવાબ–એટલું કહી ત્યાંથી નીકળી ઉપર આવ્યો. આ વખતે તે કંઇ ઉંડા વિચારમાં હતો. થોડીકવાર પછી મહાદેવને બોલાવીને કહ્યું."મહાદેવ જે હું ધારતો હતો તેજ થયું. તેજસીંહ અને પદ્મણીની મુલાકાતે આપણી બાજી બગાડી નાખી છે, વારૂં હવે તુ એક કામ કર.

મહાદેવ--શુ. ક...

નવાબ–જો પેલો નકલી રાજા મંગો પોલીસના હવાલામાં છે. તને છોડવી અહીં લાવ.

મહાદેવ—(આશ્ચર્યથી) તેને છોડવવું તો મુશ્કેલ નથી. પણ આ શુ? કે અત્યારેજ તમે તેને પકડાવ્યો, અને અત્યારેજ છોડવવા માગો છો!!

નવાબ— તે હુંજ સમજું છું. તું માથુ ન ખા તેને છોડવી લાવ અને મને વિચારવા દે.

મહાદેવ—ત્યારે અત્યારે જાઉં છું. રાતનો વખત પણ છે એટલે......

નવાબ— હમણા કેટલા વાગ્યા છે. (ઘડીઆળ જોઇ) અગીઆર, ઠીક વખત છે. પણ યાદ રાખજે એથી વધુ માણુસો સાથે ન રાખતો, જા

મહાદેવ "વારૂ" કહી ત્યાંથી નીકળી બહાર આવ્યો અને બીજા

બે માણુસો સાથે લઇ થાણા તરફ ચાલતો થયો. રાતનો સમય હતો. અંધારૂ પુષ્કળ વળી ટાઢની મોસમ,એટલે થાણા પરના જે બે એક માણુસો હતા તે પણ એક ખુણામાં દબકીને બેઠા હતા. મહાદેવ સહેલાઇથી ભીંત ઓળંગી કંપાઉન્ડમાં દાખલ થયો. સામેજ જેલની ઓરડી હતી. મહાદેવ પોતાના માણુસોને ધીમેથી "અહીં મોકાની વાર જોતા ઉભા રહો" કહી આગળ વધ્યો. પાસે પહોંચતા માલમ પડયું કે એક સીપાઇ બંદુક પર માથું મૂકી જેલના પગથીઆ પર બેઠો છે. તરત પાછળ આચકો માર્યો આચકો મારતાજ સીપાઇ ચત્તોપાટ પડયો અને મહાદેવે ઘણાજ જોરથી તેનું મો હાથ વતી દાબી દીધું. તરતજ તેના બે હાથ પોતાના બે પગો નીચે દાબી બીજા હાથે કલોરેફૉર્મની શીશી: સુંઘાડી. થોડીવારમાં સીપાઇ બાનમૂકત થઇ ગયો. જેલના બારણાને તાળું મારેલું હતું ગજવામાંથી કોઇ જાતના તેજાબની શીશી કાઢી પોતાનું નાક બંધ કરી, તાળામાં સઘળો તેજાબ ભરી દીધો. થોડીજ પળોમાં અંદરની તમામ કળો ગળીને તે તાળું ઉઘડી ગયું અને મહાદેવ અંદર પેઠો.

મંગો ઘસઘસાટ સુઇ રહ્યો હતો મહાદેવે જગાડતાજ તે આશ્ચર્ય-ચકિત થઇ બોલ્યો "તમે અહીં કયાંથી ?"

મહાદેવ—ગરબડ ન કરો તમને છોડવવા આવ્યો છું. બહાર જઇને વાતો કરશું.

મંગો પોતાના છુટકારા પર ખુશ થતો ચારે તરફ નજર નાખતો ધીમે પગલે મહાદેવ પાછળ ચાલ્યો મહાદેવ પોતાના સાથી વિગેરેને લઇ, જ્યાંથી દાખલ થયો હતો ત્યાંથીજ નીકળી મકાને પહોંચી ગયો.

અત્યાર સુધી મંગાને કંઇ સમજણ પડી નહી પણ જ્યારે

સઘળા નવાબ સાહેબના મકાને આવ્યા ત્યારે તેણે વિસ્મીત થતાં કહ્યું "નવાબ સાહેબેજ મને પકડાવ્યો હતો" જેના જવાબમાં મહાદેવે "કંઇ વાંધો નહી, આ દવા પણ તેઓએજ ખાધી છે." એટલું કહ્યું અને સઘળા ઘરમાં પ્રવેશ્યા.

નવાબ સાહેબ સૌથી પહેલા મહાદેવની કાર્યકુશળતા પર ખુશ થયા અને મંગાને કંઇપણ પૂછતા પહેલા તેનેજ સઘળી હકીકત પુછી ત્યારબાદ મંગા તરફ ફરીને કહ્યું.

"રાજા સાહેબ જુઓ છો કે ! અમે આપની કેટલી કદર કરીએ છીએ તમને તમારા ભાગ્ય પર ફુલાવું જોઇએ."

મંગો—નવાબ સાહેબ હું મારા અપરાધની ક્ષમા ચાહું છું. હવે પછી આપના દરેક હુકમ માથે ચઢાવીશ.

નવાબ—કંઇ વાંધો નહી. ભુલ દરેકથી થાય છે. પણ તમારે વિચારવું જોઇતું હતું કે જે માણસ દશ રૂપીઆના પગારદારને રાજા બનાવી શકે છે. તે શું ન કરી શકે? હા તમને છોડાવવામાં મારો એ હેતુ હતો કે મારી શેતરંજનો પાસો હું બીજા પાસે રાખવા માંગતો ન હતો.

મંગો—(હાથ જોડીને) હું ખરા અંતઃકરણથી આપના આભાર માનુ છું, જો કે હું ઘણોજ મોટો અપરાધી હતો મેં તમારી જીંદગી જોખમમાં નાખી દીધી હતી છતાં તમે મને બચાવ્યો.

નવાબ—ઉપકાર તારી નસીબ દેવીના માન.

મંગો—સાહેબ તમે પણ કંઇ ઓછું ન કર્યું સૌથી પહેલા મારા જેવા સાધારણ માણસને રાજા બનાવી આટલા બધા વૈભવો......

નવાબ—(વાત કાપી) ચાલો હવે એ વાતને જવાદો તમે થાકેલા છો આરામ કરો (મહાદેવ પ્રત્યે) મહાદેવ રાજા સાહેબને રાણી પાસણી

પાસે છોડી આવ

મહાદેવ "પધારો નામદાર" કહી મંગાને લઇ ભોંયરામાં આવ્યો અને પદ્મણીના ઓરડામાં તેને પણ બંધ કરી દીધો.

મંગો 'સ્વપ્નુ તો નથી?" સમજી આંખો ચોળતો ઓરડીમાં આમળ વધ્યો જ્યાં એક ખુરસી સાથે અથડાયો.

પદ્મણી સુતેલી હતી અથડાવવાનો અવાજ થતા તે જાગી ઉઠી તે હીંમતવાન સ્ત્રી હોવાથી તરત બીછાનામાંથી ઉઠી બાજુના ટેબલ પર મુકેલી બતી સળગાવી. સામેજ ખુરસી પર નંગ અરે રાજા વિહારીચંદ્ર બેઠેલા જણાયા.

રાજા વિહારીચંદ્રને આવા સમયે અને આવી હાલતમાં આવેલા જોઇ પદ્મણીને લાગ્યું કે "રાજા મારી મહોબતમાં લાચાર થઇ ચોરો માફક મારી પાસે આવ્યા છે. કાં તો મને છોડવી જશે, ને કાં ફકત મુલાકાત કરી પાછા વળી જશે,"

પદ્મણીને અત્યાર સુધી એ ખબર તો હતીજ નહી, કે અસલ રાજા કેદ છે અને નકલી રાજા તેની સામે બેઠો છે. જેથી તેણીએ પુછ્યું.

પદ્મણી—આવી રીતે અહીં આવવાની શી જરૂર હતી? આ બહાદુરોનું કામ નથી.

રાજા—રાણીજી, હું પોતે આવ્યો નથી બલ્કે નવાબ સાહેબે મને અહીં આણ્યો છે.

પદ્મણી— (આશ્ચર્યથી) શું નવાબ સાહેબ પોતે અહીં લાવ્યા?

રાજા—હા, હું ખરૂં કહું છું

રાણી—આમા પણ તેઓનો કંઇ ભેદ હશે! વારૂ એ બતાવો કે તમે તેજસીંહના રૂપીઆ ક્યાં મુક્યા છે?

રાજા-તેજસીંહ કોણ? અને રૂપીઆ કેવાં ??

રાણી—(દંગ થઇ) ઓ હો......આટલો દગો !!!

રાજા—રાણી સાહેબ મારા દગા માટે તમારી પાસે કયો પુરાવો છે ?

રાણી—કટાક્ષમાં પુરાવો ? ખરેખર મારી પાસે કોઇ પુરાવો નથી. હવે હું સમજી. નવાબ સાહેબે મને જે ઇશારો કર્યો હતો તે ખરોજ હતો.

આટલું કહી રાણી તેને ગુસ્સાની નજરે જોઈ પલંગ પર પડી અને પેલો નંગ થોડીવાર વિચાર કરી ત્યાંજ ઝોકાં ખાતો બેઠો.

# પ્રકરણ ૧૬ મું.

## "મંગાનું છેતરટ."



તેજસીંહ જોકરના કેદથી છટકી પોતાના ચેલાઓને આવી મળ્યો ખુદ્દો કે જે નવાબનો માણસ હતો તેને જોઇ થંભીજ ગયો કે "આ કેવી રીતે છુટી આવ્યો" તરત મકાન તરફ પાછો વળ્યો. ચેલાઓ તેજસીંહના સઘળી હકીકત પુછવા લાગ્યા જેના જવાબમાં તેજસીંહે કહ્યું.

તેજ—મારી તો એટલીજ હકીકત છે કે હું આટલા દીવસ જોકરની કેદમાં રહયો તમે તમારી હકીકત કહો તમે શું શું કર્યું ? જેની જોડ મેળવી હું મારું કામ શરૂ કરૂં.

સાથી—સરદાર તમારા ગયા બાદ અમારાથી પણ કંઇજ થઇ શકયું નહી, હા એટલી ખબર પડી છે કે સરદાર અમરસીંહને તમારી કંઇક જરૂર પડી છે.

તેજ—સરદાર અમરસીંહ કોણ ?

સાથી-તેજ સરદાર કુબિનસીંહનો પિત્રાઇ, જે પોતાના નાનદ બાપનો ભાગ કાકાની મીલ્કતમાંથી હજમ કરવા માગે છે.

તેજ-હા હા. પણ હું તેને ઓળખતો નથી ?

સાથી-ઓળખાણ કરતા કેટલી વાર લાગે છે?

તેજ-હા પણ, તે મને શા માટે મળવા માગે છે?

સાથી-જોકર સાથે તેને કંઇ ઝગડો થયો છે.

તેજ-તે પોતે કંઇ બહાદુર છે કે?

સાથી-બહાદુર છે. એટલુંજ નહીં પણ પૈસાદારએ છે

તેજ-ત્યારે તો બસ છે. તેનું મકાન તમે જાણો છે ?

સાથી-હાજી.

તેજ-ત્યારે ચાલો હુંજ જઇને મળું છું, મને પણ એક સાથીની જરૂર છે.

આટલું કહી તેજસીંહ પોતાના એક સાથીને લઇ અમરસીંહને મકાને પહોંચ્યો ? ત્યાં જઇ સાથીને વિદાય કર્યો અને પોતે નોકરને કહેવડાવી અંદર ગયો. બંન્ને એક બીજાને ઓળખતા ન હતા જેથી થોડીવાર સુધી શાંતી રહી, બાદમાં અમરે પુછ્યું.

અમર-શું હું મારા માનવંતા પરોણાનું નામ જાણી શકુ છું?

તેજ-જો કે હું મારૂં નામ કોઇને બતાવતો નથી, છતાં અમારા ભવિષ્યમાં થનારા સંબંધ તરફ નજર કરીને કહું છું કે મારૂં નામ લુટારૂ તેજસીંહ છે.

અમર-હેં રાજા તેજસીંહ !

તેજ-આ તમારી લાયકાત છે, નહી તો ખરૂં જોતા અત્યારે મેં બહારવટું લીધું છે.

અમર-રાજા સાહેબ હું મારા નસીબને ધન્યવાદ આપું છું

કે જે માણસને હું મુદ્દતથી શોધી રહ્યો હતો, તે નામદાર આજે પોતે મને આવીને મળ્યા.

તેજ—હું પણ એજ વાતની ખબર મળ્યાથી આવ્યો છું. બોલો શું કામ છે?

અમર—હું નવાબ મુન્સિઅલીના ભેદો ઉકેળવા માટે રાતદીવસ પત્નો કરી રહ્યો છું. આ શું વાત છે, કે પહેલા તેણે મને કેદ કર્યો, પછી ૧૧ લાખ રૂપીઆના વચન પર મને છોડી મુકયો અને મારા જેલ થયા પછી મારા નોકરે વધુ રીપોર્ટ પોલિસમાં લખાવી, તેના મકાનની ચકપર ઝડતી લેવડાવી જ્યાંથી કંઇ ન મળવાથી નવાબે અપમાનનો દાવો માંડવાને બ્હાને તેને કેદ કરાવ્યો. હવે આજે ખબર મળી છે, કે મંગાને કેદખાનામાંથી પાછો ઉઠાવી ગયો છે. મને લાગે છે કે તેણે કોઇ જબરદસ્ત કામ માથે લીધું છે મને બીક છે, કે તે કબુલ કરેલા ૧૧ લાખ રૂપીઆ પણ છોડશે નહી.

તેજસીંહ—હું તમને દરેક રીતે મદદ કરવા તેયાર છું. હા જુઓ જેને તમે નવાબ મુન્સિફઅલી કહો છો તે ખરી રીતે મહાન લુટારૂ જોકર છે, અને તેના ભેદ ભરમો ઉકેળવામાં મનુષ્યની અકકલ પાછી પાની કરે છે. તેણે એકલા રાજા વિહારીચંદ્રનેજ કેદ કર્યો નથી બલ્કે મારી ભવિષ્ય પત્ની પદ્મણીને પણ કેદ રાખી છે મેં રાણીને સાથે આવવાનું કહ્યું પણ તે મારી બહાદૂરી જોવાની ઇચ્છા રાખે છે. તેનું કહેવું છે કે હું તેને જવામર્દીથી જોકર સાથે મુકાબલો કરીને છોડવી જાઉં, હું તેને ખરા અંતઃકરણથી ચાહું છું પણ તેણી માટે ભરોસો ન હતો હું સમજતો હતો કે તે રાજા વિહારીચંદ્રને ચાહે છે. અને તેનીજ સાથે લગ્ન કરશે પણ તેને મળ્યા બાદ માલમ પડયું કે તેના હૃદયમાં મારા માટે હજુ સ્થાન છે અને જો હું તેને જોકર સાથે મુકાબલો

કરી છોડવી ભાઉં તો જરૂર તે મારી થશે.

અમર–તો હવે આપ શું ચાહો છો ? હું દરેક રીતે તૈયાર છું !

તેજ–બસ ત્યારે મારી સાથે ચાલો.

અમર–હું તૈયાર છું.

તેજ–વારૂં તૈયાર રહેજો હવે હું જાઉં છું પછી મળીશ

એટલું કહી સલામ સાહેબજી બાદ તેજસીંહ પોતાના સ્થાન તરફ ચાલતો થયો તેને ગયા બાદ અમરસીંહ તેજસીંહની મુલાકાત માટે પોતાની તકદીરને મુબારકબાદ આપવા લાગ્યો તેમજ જોકર જેવા ભયંકર લુટારૂના મુકાબલા માટે જાત જાતના તરંગો બાંધવામાં પડયો. થોડીવાર પછી આ વિચારોમાં હતો કે એકાએક કોઈના પગલાનો અવાજ સાંભળી સ્વસ્થ થયો જેવોજ માથું ઉંચકી જુએ છે તો સામે જોકર ઉભેલો જણાયો જેણે હસતા હસતા કહ્યું.

નવાબ–સરદાર સાહેબ લાવો વચન પુરૂં કરો.

વાકય સાંભળતાજ અમરસીંહનુ ખુન ઠરી ગયું ચ્હેરો પીળો અને હોઠ સફેદ થઇ ગયા. આવા ભયંકર માણસથી વચન ભંગ કરવા । વિચારે તેના હોશ ઉડાવી દીધા ગળું સુકાવા લાગ્યું અને તે કોઇપણ જાતનો જવાબ આપવાને બદલે ગળું ભીંજાવવા માટે કંઇ ગળતો હોય તેમ કરવા લાગ્યો નવાબે જોયું કે હવે સીધી આંગળીએ ઘી કાઢવામાં માલ નથી જેથી ગુસ્સામાં કહ્યું.

નવાબ–તમે મને ઓળખતા તો હશોજ ? ને કદાચ ન ઓળખતા હશો તો જાણી લો કે હું ત્રાસદાયક લુટારૂ જોકર છું કે જેનું નામ સાંભળી બાળક બાળક પણ ત્રાસી ઉઠે છે.

અમર–(નસીબ અજમાવતા) આવી રીતે ધમકાવી રૂપીઆ કઢાવવા એ કંઇ બહાદુરી ન કહેવાય.

નવાબ—હું ધમકાવવા નથી આવ્યો બલ્કે રૂપીઆ લેવા આવ્યો છું.

અમર—અલબત મેં વચન આપ્યો હતો પણ અત્યારે મારી પાસે નથી મને મુદત આપો.

નવાબ—તમારૂં વચન મુદત માટે ન હતું.

અમર—મને શું ખબર હતી, કે આપ આટલીજ જલ્દી આવશો ?

નવાબ—નહિ, એમ બોલો કે મને રૂપીઆ આપવાની તમારી દાનતજ ન હતી.

અમર—કેમ નહીં પણ અત્યારે લાચાર છું આપી શકતો નથી.

નવાબ—શું અત્યારે તમે રૂપીઆ આપવા લાચાર છો ? જો અત્યારે આપવા લાચાર હશો તો સદા માટેજ લાચાર રહેશો હું કહું છું કે હું અત્યારે કઇનેજ જઇશ ચેતવું હોય તો ચેતો.

અમર—એમ કે ?

નવાબ—હા હા (પીસ્તોલ તાકી) આમ જુઓ.

નવાબને પિસ્તોલ કાઢી પોતાની તરફ તાકેલી જોઇ તે થંભી ગયો થોડીવાર શાંત રહ્યા બાદ ઠીક થતા બોલ્યો.

અમર—જૂઓ આમ ન કરો આ બહાદુરી નથી.

નવાબ—બહાદુરી બહાદુરો સાથે કરવામાં આવે છે. તમારા જેવા પોચાઓ સાથે નહી. કહું છું કે જલ્દી રૂપીઆ ગણી આપો નહી તો (ફરી પિસ્તોલ તાકી;...........

અમર—રાખો રાખો મને ઉઠવા દો.

નવાબ—(પીસ્તોલ ગજવામાં નાખી) હા ઉઠો. જલદી કહો ચાવીઓ ક્યાં છે ? લાવો હું પોતે કેશ બોક્સ ખોલી મારા રૂપીઆ ગણી લઉં ખાત્રી રાખો. ૧૧ લાખથી એક પાઇ પણ વધુ ન લઇશ.

અમરસીંહ ઉઠયો અને ઉદાસ ચહેરે કેશ બોકસ કાઢી ૧૧

લાખ રૂપીઆ કાઢયા જે પ્રત્યે નવાબ બોલ્યો.

"તમે જેટલી સહેલાઇથી આ ૧૧ લાખ એકઠા કર્યા તેટલીજ સહેલાઇથી હું તે લઇ જાઉં છું લાવો." અમરસીંહે નોટાનું બંડલ જોકરના હાથમાં આપતા દયામણી નજરે તેના મોં પર જોયું નોટાનું બંડલ કોટમાં થુકતાજ તે હસતા ચહેરે સલામ કરી બહાર નીકળી ગયો.

રસ્તા પર આવી ગજવામાં હાથ નાખી થોડીવાર ચારે તરફ જોઇ ઘરનો રસ્તો લીધો મકાન પર આવી રૂપીઆ પોતાના કેશ બોક્સમાં મૂકી એક ચોપડી જોવા લાગયો.

થોડીવાર પછી મહાદેવે આવીને કહ્યું.

"રાણી સાહેબ તેનાથી ખુશ નથી એમ માલમ પડે છે,"

નવાબ–તેં શું શું સાંભળ્યું ?

મહા–તેજ રૂપીઆ વિશે પુછતી હતી.

નવાબ–રાણી વહેમાઇ તો નથી ને?

મહા–કોના પર રાજા વિહારીચંદ્ર પર?

નવાબ–હા તે સમજી તો નથી ગઈ ને? કે એ ખરો રાજાજ નથી

મહા–નાજી તે કેવી રીતે સમજી શકે છે?

નવાબ–વારૂ તુ જા અને પેલો બુધીયો આવ્યો છે તેને મોકલ.

મહાદેવ 'વારૂ" કહી બહાર ગયો અને બુધીવાને મોકલી આપ્યો જેણે સલામ કર્યા બાદ નવાબે કહ્યું.

નવાબ–કેમ બુધીયા તુ તેજસીંહની ખબર આપવા આવ્યો હશે?

બુધીયો–હાજી હુ કયારનો આવેલો છું. તે કેવી રીતે છટકયો?

નવાબ–મહાદેવીની ગફલતથી હા. સંભળાવ શું સમાસાર છે?

બુધીયો–જાણવા જોગ કંઇ નથી અલબત તે પોતાના એક સાથી સાથે અમરસીંહને ત્યાં ગયો છે.

નવાબ–વારૂ હવે એક કામ કર, આજે તેના ચેલાઓનો પીછો છોડી તેની પોતાનીજ પૂંઠ પકડ ને બને તો અમર સાથેની તેની વાતચીત પણ સાંભળી આવ;

બુધીયા–ઓહ તે શું મુશ્કેલ છે? હમણાંજ જાઉં છું.

નવાબ–નહી, રાતે જજે. તેઓ રાતેજ મળશે.

બુધીયા–વારૂ ત્યારે આઠ વાગે જઇશ.

નવાબ–હા અત્યારે આરામ લે.

બુધ્યાના ગયા બાદ નવાબ પોતાની ખુરશી પરથી ઉઠીને ધીમે પગલે આમતેમ આંટા મારવા લાગયો તેમજ વિચારવા લાગ્યો કે

"તેજસીંહ અમરને શા માટે મળવા ગયો હશે?... ... હા પદ્મણીએ તેને બહાદુરીથી લઇ જવાનું કહ્યું હતુ જેથી તે અમરને મળી તેમ કરવા માંગતો હશે. ત્યારે તો જરૂર તે હુમલો કરશેજ તેને સંતોષ થઇ ગયો છે. કે મારા એમ કરવાથી પદ્મણી જરૂર મારા કબજામાં આવશે. પણ તેમ થવું મુશ્કેલ છે. અત્યારથી પદ્મણી તેને મળે એ મારા પ્રોગ્રામથી વિરૂદ્ધ છે જ્યાંસુધી ખરા વિહારીચંદ્રને એ ખાત્રી ન થઇ જાય કે પદ્મણી તેને ધિક્કારે છે. ત્યાં સુધી તેજસીંહ પદ્મણી સાથે સુખમાં રહી શકતો નથી તેજસીંહજ રાણીનો ખરો હકદાર છે અને તેની મહેનતનો પુરેપુરો બદલો મળે એ મારે ધ્યાન રાખવું જોઇએ. હું તેનેજ પદ્મણી સોંપીશ પણ અત્યારે નહી સ્ત્રીઓના મન પર ભરોસો ન કરવો જોઇએ"

અહીં આઠ વાગતાજ બુધીયો પોતાના કામ માટે બહાર નીકળ્યો અને અમરસીંહના મકાન પાસે જઇ એક હોટલમાં ચાહ પીવાને બહાને પોતાના શીકારની રાહ જોતો બેઠો,

આખરે દસ વાગતાને શુમારે તેજસીંહ અમરસીંહના મકાનમાં

જતો દેખાયો તરતજ મુધીવાએ એની સફાઈથી તેની પુઠ પકડી કે બરાબર તેની પાછળ અમરના મકાનના પગથીઆ ચઢી ગયો અને સાવચેતીથી અંદર થનારી વાતો સાંભળવા તૈયાર રહયો.

તેજસીંહ જેવોજ મકાનમાં દાખલ થયો કે અમરસીહે કહ્યું.

અમર–આખરે ૧૧ લાખ........

તેજ–શું શુળા લઇ ગયો ?

અમર–હા તમે હોત તો કદાચ બચી જાત,

તેજ–બાહ ઘણાજ ખેદની વાત. ચાલો કંઇ નહી જોઇ લઇશું”

આ આશા ભર્યા વાકયો સાંભળી અમરને કેટલીક ધીરજ આવી અને તે પોતાની ગએલી રકમ પાછી મળશે એ વિચારથી ખુશ થયો અને સઘળી હકીકત આદીથી અંત સુધી કહી સંભળાવી વાત પૂરી થયા બાદ તેજસીંહે પુછ્યું.

“કેટલા વાગ્યા હશે ?”

અમર–અગીયારનો બાશરો છે.

તેજ–તો હવે ચાલવું જોઇએ.

અમર–માણુસો કેટલાક લઇશું ?

તેજ–તમે એકલાજ ચાલો જોકરના મકાન આગળ મારા બે સાથી ઉભેલા છે બસ એટલા માણુસો બસ થશે.

અમર–પણ મુકાબલામાં વખતે ઘટશે ?

તેજ–ગભરાવો નહી એ કે જોકર બહાદુર છે છતાં તે મને પણ સારી રીતે ઓળખે છે. તે શીવાય મારી ધારણા મુજબ તેના ત્રણજ માણુસો હશે અને આપણે ચાર છીએ.

અમર–પિસ્તોલ બીસ્તોલ બધું છે ને ?

તેજ–હા બે છે ચાલો જલ્દી કરો.

ઉપલું વાક્ય સાંભળી ખુધીયો ત્યાંથી પલાયન થયો અને નવાબને આવી જણાવ્યું,

"તેઓ આવે છે."

"હું પણ તયાર છું,"

"તો શું તેઓને અંદર આવવા દઇશું ?"

હા બલ્કે તમે લોકો પણ સંતાઇ જાઓ જેથી તે એમજ સમજે કે અહીં કોઇજ નથી.

"મહાદેવ ક્યાં છે ?"

"(આવીને) બોલો સરકાર."

"જો અમર અને તેજ આવી રહયા છે તેને રોકતા નહી તમે બંને એકાદ જગ્યા પર શાંત છુપાઇ જાઓ પણ મોકાની વાર જોતા રહેજો.

મહા–આપ ક્યાં જશો ?

જોકર–હું પદ્મણીના ભોંયરાની પાછલી ભીંત પાસે ઉભો છું. તમે મોરચા પરજ થોભજો.

મહાદેવ અને ખુધીયો ભોંયરાના દરવાજાની સામેની ઓરડીમાં સંતાઇ ગયા.

નવાબ ઉર્ફે જોકર પદમણીની ઓરડીની પાછલી ભીંત પાછળ આવી ઘણી સાવચેતીથી ઉભો થઇ ગયો તે જગા એવી હતી કે જ્યાંથી તે સઘળાને જોઇ શકે પણ કોઇ તેને જોઇ શકતું ન હતું.

બીજી તરફ અમર તૈયાર થઇ તેજ સાથે નીકળ્યો બંને નવાબના મકાન આગળ આવી પહોંચ્યા તેજસીંહે અંદર ઝાંખી જોયું તો કોઇ ન દેખાયું અમરસીંહને પોતાની પાછળ આવવાનો ઇશારો કરી તે અંદર દાખલ થયો જોકર નહતો પણ બતી વિગેરેની ગોઠવણથી એટલું કળાયું કે તે ઘરમાંજ છે આગળ જતાં મહાદેવની ઓરડીમાં

જોયું તો ભાસ થયો કે તે કોઇ ચીજ લેવા બારણું ખુલ્લું મુકી બહાર ગયો હશે.

અમરને ધીમે પગલે આવવાનું કહી તેજ ભોંયરામાં ઉતર્યો બંનેએ કેદખાનાની ઓરડી પાસે આવી બારણાની સાંકળ ઘણી સાવચેતીથી ઉઘાડી.

અત્રે તેજસીંહે અમરસીંહના કાનમાં કહ્યું.

"તમે ભોંયરાની સીડી પાસેજ થોભો હું એકલો અંદર જાઉ છું. સાવચેત રહેજો હું બોલાવું ત્યારે આવજો.

આટલું કહી તેજસીંહ ઓરડીમાં દાખલ થયો અને સૌથી પહેલા બત્તી સળગાવી બંને ગુઠણીએ પડી તેણે પદમણીના પગને હાથ લગાવી તેને જગાડી.

પદમણી ચમકીને ઉઠી બેઠી તેજસીંહ પર નજર પડતાંજ તે બોલી:-

"કેમ જોકરથી મુકાબલો કર્યો ?"

તેજ—હું તે મુકાબલા માટેજ આવ્યો હતો પણ તે........

તે વાકય પૂરૂ કરીજ રહયો હતો કે તેની નજર ઓરડાના જમણા ખુણા પર પડી જ્યાં પેલો નંગ સુતેલો હતો રાજા વિહારીચંદ્રને જોતાંજ તેના હૃદયમાં ભડકા લેતી ઇર્ષા અગની એકદમ આંખોમાં આવી ગઇ પણ તેણે ઘણીજ સહનશિલતા વાપરી અને ધીમેથી બોલ્યો.

"આ કોણ પડેલું છે ?"

રાણી—શું તમે તેઓને ઓળખતા નથી ?

તેજ—કોણ રાજા વિહારી ?

રાણી હં.

"તે અહી કયાંથી ?"

"જયાં હું ત્યાં તે."

"આહ ત્યારેજ તમે મારા પ્રેમને આવી રીતે ધિક્કારો છો!"

"તમારા સવાલને એ વાતથી શું સંબંધ ?"

"મને શું ખબર હતી, તમારો પ્રેમ એટલી હદ સુધી પહોંચી ગયો હશે કે કેદમાં પણ સાથેજ રહેશો!"

"ખરી રીતે મારી એ ઇચ્છાજ ન હતી. ને કદાચ હોય, તોએ આપ જાણોછો કે એક કેદીની ઇચ્છા ક્યાં સુધી પૂરી થઇ શકે છે?"

"તમારી વાત હું કબુલ કરૂં છું (કુદીને) કદાચ તેણે એ ઇચ્છા દર્શાવી હશે?"

એટલું કહી તે ગુસ્સામાં આગળ વધ્યો અને સુતેલા વિહારીને એક ઠોકર મારી. તે બિચારો ગભરાઇને ઉઠી બેઠો હજુ તે આંખોજ ચોળી રહયો હતો કે તેજસીંહે કહ્યું

"વિહારી હજુ પણ પ્રેમનો નીશો તામારા આંખમાંથી નથી ગયો ? જેલમાંએ પ્રેમની પૂંજા કરવા આવી પહોંચ્યા કે ? ?"

"(વિસ્મીત થઇ) આપ આ શું કહી રહ્યા છો ? કોનો પ્રેમ અને કેવી પૂજા ? ?"

"મારા અને પદ્મણીના દુઃખોનુ મુળ કારણ તમેજ......"

"(વાત કાપી) હેં હું ?"

"(ક્રોધમાં) હા હા તમેજ છો."

"ભાઇ તમે ભૂલો છો. (યાદ આવતા) પણ તમે છો કોણ?"

"હું કોણ છું? ભૂલી ગયા?? પદ્મણીનો અસલ હકદાર રાજા તેજસીંહ."

"રાજા તેજસીંહ!"

આશ્ચર્યથી એટલું કહી વિહારી ઉઠવા ગયો, પણ તરતજ તેજસીંહે

તેને મુકાબલો કરવા ઉઠે છે. એમ સમજી પિસ્તોલ મારી દીધી.

એકજ ગોળીમાં મંગો સ્વધામ પહોંચ્યો પદ્મણી પણ બેભાન થઇ જમીન પર પડી ગઇ.

પિસ્તોલનો અવાજ સાંભળતાંજ નોકર પાછલી તરફનું બારણું તોડી ઓરડીમાં દાખલ થઇ જુએ છે તો તેજ અને અમર પલાયન થઇ ગયા હતા તેમજ પદમણી અને નકલી રાજા જમીન પર પડેલા હતા.



# પ્રકરણ ૧૭ મું.

## "પોલીસ તપાસ"



તેજસીંહે પોતાના બચાવ માટે રાતનાને રાતનાજ અમરસીંહને સાથે લઇ પોલિસ ચોકી પર આવી ત્યાંના પોલીસને ખબર આપી ઇન્સપેક્ટરને જગાડવાનું કહ્યું. ઇન્સપેક્ટરે સરદાર અમરસીંહને જોતાંજ પુછ્યું.

"કેમ સરદાર સાહેબ મંગા માટે કંઇ બાતમી લાવ્યા છો કે ?"

"છે તો બાતમીજ પણ મંગાની નહી, રાજા વિહારીચંદ્રના ખુનની"

'(આશ્ચર્ય પામી)હેં રાજા વિહારીચંદ્રનુ ખુન ? તે કયાં હતા??"

"(તેજને આંગળી બતાવી) તમે એમને ઓળખતા હશો એ રાજા તેજસીંહ છે."

"ઓહો અહોભાગ્ય તેમને હું ઓળખું છું (તેજ તરફ) બોલો નામદાર આટલી રાતે તસ્દી લેવાનુ પ્રયોજન

તેજ–સરદારજ તમને સઘળી હકીકત જણાવશે.

અમર—વાત એમ છે કે રાજા તેજસીંહને નવાબ મુન્સીફઅલી પર વહેમ ગયો કે તે નવાબના વેષમા પ્રખ્યાત બહારવટીઓ જોહર છે અને તેણે રાજા વિહારીચંદ્ર તેમજ રાણી પદમણીને પોતાને ત્યાં કેદ રાખ્યા છે જેથી અમે વિચાર કર્યો કે પહેલાં વહેમ પુર્ણ કરી બાદમાં પોલીસમાં ખબર આપીશું.

આ વિચારથી અમે બંને તેના મકાને ગયા પણ તેણે અમને રાજા વિહારીચંદ્રના સાથી અમજી પકડવાની કોશીષ કરી પણ અમે ચાલાકી વાપરી છટકી ગયા જેવાજ અમે બહાર આવ્યા કે અમને અમારી બારે અજાયબી વચ્ચે તેના મકાનમાંથી પિસ્તોલનો અવાજ સંભળાયો અને તરતજ રાજા વિહારીચંદ્ર જેવી એક આહની ચીસ સંભળાઇ જે તેઓએ મરતી વખતે કાઢી હશે એમ અમે ધારીએ છીએ.

ઇન્સ—(અમરને)તમે રાજા સાહેબને ત્યાં જોયો હતો?

અમર—નહી.

તેજ—મેં જોયો હતો પણ મરતી વખતે નહી.

ઇન્સ—તો આ વાત નિર્મુળ છે કદાચ તેણે તમારી તરફ ફાયર કીધો હશે.

તેજ—તે ગમે તે હોય રાજા વિહારીચંદ્રની ચીસ પરથી અમને વહેમ ગયો હતો કે કદાચ તેણે તેમનેજ ખલાસ કરી નાખ્યા હશે .જેથી અમે રીપોર્ટ આપવા આવ્યા હતા.

ઇન્સ—નામદાર આપનું કહેવું ખરૂં છે. પણ નવાબ મુન્સિફ અલી જેવા માણસ પર કોઇપણ જાતનો આરોપ મુકતા પહેલા પાયેદાર અને મજબુત પુરાવા મેળવવા જોઇએ. એકતો આપ લોકો તેમના મકાનમાં એવી મોડી રાત્રે ગયા કે તે તમનેજ ચોર ઠેરવી પોતાની સલામતી માટે પિસ્તોલ મારવાનું જણાવે તો વધુ મુશ્કેલી

આવી પડે.

"જુઓને" તેણે આગળ જણાવ્યું પેલા મંગાને એ બદલ કેવું ભોગવવું પડયું જો કે અત્યારે તે નાસી ગયો છે. માટે મારો તો વિચાર છે કે નવાબ મુન્સિફ્અથી જેવા માણસપર આરોપ મુકતા અમને સંપુર્ણ વિચાર કરી લેવો જોઇએ આપ પણ સવાર સુધી વિચારી જુઓ, જો કદાચ એમજ હશે તો આપણે તેમના મકાનની ઝડતી લઇશું પણ હા આપલોકો પર ચોરીનો આરોપ તો લાગુ પડેજ છે. તે ધ્યાન રાખવાની જરૂર છે.

પોલીસ ઇન્સપેક્ટરનુ આવું ભાષણ સાંભળી રાજા તેજસીંહ તેમજ અમરસીંહ ઠંડા પડી ગયા અને ફીકે મોઢે ત્યાંથી નીકળી મકાન પર આવ્યા તેજસીંહે પણ તેનાજ મકાનમાં સુવાનો ઇરાદો કરી નાખ્યો બીછાનામાં પડયા પડયા બંનેએ વાતો શરૂ કરી.

તેજ—સરદાર સાહેબ યુકિત તો ઘણી સરસ યોજી હતી પણ સફળ ન થઇ.

અમર—કંઇ નહી સવારે વાત સવારે તો તેઓને રીપોર્ટ લેવોજ પડશે.

તેજ—અત્યારેજ થઇ જાત તો સારૂં થાત

અમર—ઇન્સપેકટરે એ પણ ઠીક કહ્યું કે અમારા પર ચોરીનો આરોપ આવે એ સંભવિત છે.

તેજ—એ તો જાણે ઠીક છે પોલીસો પોતેજ નવાબથી બીએ છે નહી તો તે વાતમાંજ ઉલ્ટું ચતું મુકી રીપોર્ટ લઇ અત્યારેજ તપાસ કરી નાખતે સવાર સુધી તો તે કોણ જાણે શું નું શું કરી નાખશે.

અમર—કરશે શું ? રાજાના મડદાને તે કયાં સંતાડશે બલ્કે હું તો ધારૂં છુ કે તે પોતાને નિર્દોષ સમજે છે તેને શી બીક છે કે તે શબને સંતાડે ?

તેજ-તમારૂં કહેવું ઠીક છે પણ રાજા તેના મકાનમાં કેદ શા માટે હતો એ પોલીસ પુછશે ત્યારે?

અમર-હા, એ પણ એક સવાલ છે તમારૂં કહેવું બરાબર છે.

તેજ-બલ્કે મારૂં તો ધારવું અહીં સુધી છે કે તે શબને પોતાના ભોંયરામાંજ દાટી દેશે.

અમર-છતાં આપણા જવાથી એટલું તો થશે કે આપણા પર ગુન્હો લાગુ પડશે નહી.

તેજ-હા આપણે છુટી જઇશું. ચાલો સવારે જોઇશું હવે ઉંઘ આવી રહી છે.

એટલું કહી બંને થોડીવાર બાદ સુઇ ગયા સવાર થતાં બંને ચા પાણી પી થાણા પર ગયા જેઓને જોતાંજ ઇન્સપેક્ટર સમજી ગયો અને બોલ્યો.

ઇન્સ-પધારો હું તમારીજ વાટ જોઇ રહ્યો હતો.

તેજ-આપે રાત્રેજ કંઇ કર્યું હોત તો ઠીક થાત. હવે તેઓ શબને સંતાડી ચુક્યા હશે.

ઇન્સ-નામદાર! ખુન માથે ચઢી બોલે છે. શબ માલમ પડયા વગર રહેશેજ નહી.

અમર-વારૂં હવે શું ધાર્યું છે?

ઇન્સ-ધારવાનું શું છે? આપ રીપોર્ટ લખાવો.

જેથી તેઓ સઘળો રીપોર્ટ લખાવી પોતાને મકાને આવ્યા. તેઓના ગયા બાદ પોલીસ ઇન્સપેક્ટરે સી. આઇ. ડી. ઇન્સપેક્ટર રસુલ બેગને બોલાવી તેની સલાહ પુછી

ઇન્સ-બેગ સાહેબ બોલો તમારી શું સલાહ છે?

રસુલ બેગ-મારી સલાહ તમને કદાચ ગમશે નહિ. કારણ કે મને આ તો બંન્ને નાગરો પર પણ શક છે.

ઇન્સ–અસંભવિત, એમ હોત તો, રીપોર્ટ આપવા આવતેજ તેઓ નહી.

બેગ–એજ તો ખુબી છે ને. કે અર્ધી રાત્રે કોઇના મકાને જવું અને ઉપરથી પોલીસમાં રીપોર્ટ નોંધાવવો.

ઇન્સ–હા, એ વાત શક પડતી છે. કે તેઓ આટલી રતે ત્યાં કેમ ગયા હતા?

બેગ–અહકે મનેતે મંગાના છુટકારા માટે પણ સરદાર પરજ શક છે.

ઇન્સ–કેમ?

બેગ–કેમકે રાજા તેજસીંહ અને સરદાર અમરસીંહ વચ્ચે રાજા વિહારી ચંદ્ર અને રાણી પદ્મણી વિષે કંઇ ભેદ છે. જેની કેટલીક માહીતી મંગાને પણ હશે. જેથી તે ભેદ પોલીસને મંગો ન કહીદે એ ઇરાદાથી તેને છોડવી દેવામાં આવ્યો છે.

ઇન્સ–બનવા જોગ છે

બેગ–તેમજ વિહારીચંદ્રનો ખુની પણ આ બેમાંથીજ કોઇ એક છે!

ઇન્સ–તો પછી એની તપાસ કેવી રીતે થશે?

બેગ–જેમ તમારા ધ્યાનમાં આવે તેમ

બંને આ સલાહ કરીજ રહ્યા હતા કે એક માણસે એકદમ ગભરાટમાં આવી કહ્યું.

"સાહેબ હું એકાંતમાં કંઇ કહેવા માગું છું."

ઇન્સ–અહીં અમારા બે શિવાય બીજું કોણ છે? કહો શું કહેવા માંગો છો?

"વાત એમ છે" આવનારે કહ્યું કે "ગઇ રાત્રે આશરે બારેક વાગતાને શુમારે હું સીનેમા જોઇ મારા ઘરે આવી રહ્યો હતો. કોલાબાના સ્ટેશન વાળી ગલી વટાવી આગળ જતા ડાબા હાથ પર એક ભાંગેલું મકાન છે. જ્યાં મેં બે ગૃહસ્થોને એક ખુણામાં શાંત

રીતે ઉભેલા જોયા તેમજ તેઓના પગ પાસે એક સફેદ લાંબી ચીજ પડેલી જણાઇ જે પર મને મનુષ્ય હોવાનો શક ગયો અને હું તરત સમજી ગયો કે આ લોકો મનેજ જોઇને ચોંકી ગયા છે જેથી હું આગળની ગળીમાં વળી ગયો અને ત્યાં સંતાઇને જોવા લાગ્યો. સરકારી બત્તીનું મંદ અજવાળું હોવાથી હું સ્પષ્ટ જોઇ શક્યો કે તેઓ તે લાશને અંદર લઇ ગયા અને થોડીવાર પછી ત્યાંથી કપડા ખંખેરતા બહાર નીકળી કોલાબા તરફ ચાલતા થયા. આ બનાવ જોઇ હું ભયનો માર્યો ઘેર જઇને સુતો..........

બેગ—તમે ત્યાં જઇ તે લાશને ન જોઇ ?

માણુસ—તેજ તો કહું છું કે રાત્રે તે મકાનમાં જવાની હીંમત ન ચાલી પણ અત્યારે લોકોની નજર બચાવી હું તે ભાંગેલા ઘરમાં જઇ જોઇ આવ્યો.

ઇન્સ—તો તે મનુષ્યની લાશ હતી?

માણુસ—હાજી મનુષ્યની કોઇક પુરૂષની છે.

ઇન્સ-(રસુલ બેગ પ્રત્યે) મી. બેગ આપ આ માણુસ સાથે બનાવવાળી જગ્યાએ જઇ જોઇ આવો કદાચ તે રાજાનીજ હશે.

બેગ "બહુ સારૂં" કહી બીજા બે માણુસો મથે લઇ ત્યાંથી નીકળ્યો અને કોલાબા વટાવી તે ભાંગેલા ઘરમાં ગયો. લાશ જોઇ આજુબાજુના માણુસોને બોલાવી જોઇતી બીના લખી અને લાશને એક ગાડીમાં નાખી થાણામાં આવ્યો.

લાશને જોતાજ ઈન્સપેકટરે કહ્યું.

"અરે એતો મંગો છે ! કોઇએ તેને ગોળી મારી છે."

બેગ—હું પહેલાજ કહી ચુકયો, કે પેલા બેમાથીજ કોઇ ખૂની છે. રાજા વિહારીચંદનું નહી ને મંગાનું ખૂન કર્યું અને તે પણ એટલાજ માટે તે કે તે તેઓનો ભેદ કોઇને ન કહી દે.

બેગની દલીલો સાંભળી ઇન્સપેક્ટર ખુશ થઇ ગયો, અરે તેને એક બે શાગરીતના બંદાએ કહ્યાં બાદ બાતમી આપનારની જુબાની તથા નામ લખી તેને રજા આપી.

તેના ગયા બાદ બંન્ને ઇન્સપેક્ટરોએ અમરસીંહ અને તેજસીંહ પર મંગાના ખૂનીઓનો શક જાહેર કરી તેઓને થાણામાં બોલાવ્યા. વધુ શક અમરસીંહ પર હતો જેથી ઇન્સપેક્ટરે સર્વથી પહેલા તેનેજ કહ્યું.

ઇન્સ–સરદાર સાહેબ અમને આશા ન હતી કે તમારા જેવા એક આબરૂદાર માણસ, કોઇ છુપી કાંવત્રા માટે પોતાના નોકરનુંજ ખુન કરશે.

જો કે આ વાકયેજ સરદારના ગાત્ર ગાળી દીધા હતા. છતાં જ્યારે તેણે મંગાની લાશ જોઇ ત્યારે તેના હોશ કોશ ઉડી ગયા તેણે અટકતાં અટકતાં કહ્યું.

"હું...મારાજ...નોકરનું......ખુન......કેવીરીતે કરી શકું છું?"

ઇન્સ–ખાનગી કાવત્રાઓ—માટે સઘળું કરવું પડે છે

અમર–પણ તમે વિચારી શકો છો કે મારે ખાનગી કવત્ર-ઓની જરૂરજ શું પડી? બીચારો દગાથી માર્યો ગયો છે.

ઇન્સ–કદાચ તમારોજ દગો હોય?

અમર–(ગુસ્સાનો ડોળ કરી) હું ના કહું છું.

ઇન્સ–ત્યારે રાજા તેજસીંહનું કામ હશે.

તેજ–હું નિર્દોષ છું.

બેગ–અત્યારે માલમ પડી જશે સરદાર સાહેબ તમામ હકીકત અમારી નજર સામેજ ફરી રહી છે. અમે સરકારી કાયદા સમક્ષ લાચાર છીએ યાદ રાખજો જો આપ ખરેખરૂં ન કહેશો તો અમને આગળ વધવું પડશે.

અમર-હું ખરૂં કહું છું કે મેં તેનું ખુન કર્યુંજ નથી.

બેગ-ત્યારે રાજા તેજસીંહે તેને માર્યો હશે ?

તેજ-(વચમાં બોલતા) હા તેમજ થયું છે તે ખુન મારા હાથેજ થયું છે.

તેજસીંહના આ કહેતાંજ ઇન્સપેક્ટરના હુકમથી પોલીસોએ તેના હાથમાં બેડીઓ નાખી દીધી ફરી ઇન્સપેક્ટરે પુછ્યું.

"રાજા સાહેબ આપની સચ્ચાઇ માટે હું આભારીછું. હવે થોડો વધુ ઉપકાર કરો. અને એ બતાવો કે તમારા આ કામમાં સરદાર અમરસીંહ પણ શામેલ છે કે નહીં.

રાજા તેજસીંહ ઉર્ફે લુટારૂ તેજસીંહ સરદાર અમર માફક બાયલો, નામર્દ, અને પોચો ન હતો, તે છેવટ સુધી નાજ કહેતો રહ્યો. છેવટે સરદારને ખાલી જામીન પરજ છોડીને, એકલા તેજસીંહને મંગાનો ખુની ઠરાવવામાં આવ્યો

# પ્રકરણ ૧૮ મું.



## "ભેદોનો કોયડો."

અહીં નવાબ મુન્સીફખલીના ભોંયરામાં નવાબે, જ્યારે રાણી પદ્મણીને હોશમાં આણી તે પૂર્વેજ તેના માણસોએ નકલી રાજા એટલે મંગાની લાશને ખસેડી લીધી રાણીએ હોશમાં આવતાજ કહ્યું"

"શું રાજા તેજસીંહે રાજા વિહારીચંદ્રને મારી નાખ્યો ?"

"રાણી સાહેબ તેમ બનવું અશક્ય છે."

રાણી—અશક્ય (આમ તેમ જોઇ) અત્યારે તો તેઓની લાશ અહીં પડેલી હતી શું તમે પિસ્તોલનો અવાજ ન સાંભળ્યો ?

નવાબ—પિસ્તોલનો અવાજ સાંભળીનેજ તો હું અહી આવ્યો છું.

રાણી—તો પછી આપ કેમ કહો છો કે તેને મારવું અશક્ય છે ? મેં મારી નજરે તેમને મરતા જોયા રાજા તેજસીંહ અહીં આવ્યા હતા અને જ્યારે તેઓએ તેમને અહીં જોયા તો તેઓના ગુસ્સાનો પાર ન રહયો. છેવટે થોડી ઘણી વાત પછી તેઓને પિસ્તોલથી ઠાર કરવામાં આવ્યો.

નવાબ—એ જો કે સંભવિત છે. પણ એ અસંભવિત છે, કે રાજા વિહારી ચંદ્રનો કોઇ વાળ પણ વાંકો કરી શકે.

રાણી—(ગભરાઇને) તમે આ શું બોલી રહ્યા છો ? માનોએ છો અને અસંભવિત પણ કહો છો? જ્યારે હું તમને ખાત્રી આપું છું કે તે મારીજ ગયા છે ત્યારે તમે કેવી રીતે ના કહી શકો છો ?

નવાબ—હું તેમ કહી શકું છું. જો કે તમારી દરેક વાત પર મને વિશ્વાસ છે અને હું માનુ છું કે તેજસીંહ તમને મુક્ત કરવા આવ્યોજ હશે અને વિહારીચંદ્રને અહીં સુતેલો જોઇ તેને ગોળીએ મારી હશે અને તે મરીએ ગયો હશે છતાં રાજા વિહારી ચંદ્ર ખરી રીતે મરીજ નથી શકતા.

રાણી—આ અજબ વાત છે કે પિસ્તોલથી મરીએ ગયા હશે ને જીવતાએ હશે?

નવાબ—રાણી સાહેબ મારી દરેક વાત એવીજ હોય છે, જેને સમજતા મનુષ્યની અક્કલ દંગ થઇ જાય છે.

રાણી—ત્યારે એમ હશે, કે વિહારીચંદ્રનો આત્મા જુદો રહેતો હશે. પરંતુ તેમ પણ થઇ શકતું નથી. મારી અને રાજાની ઘણી વાતો

થઇ આજે આખો દીવસ હું તેમની સાથે લડતી રહી.......ના ના રાજા વિહારીનો આત્મા પણ અહીંજ હતો.

નવાબ—પણ હું કયાં કહુ છું કે તેમનો આત્મા બીજે ઠેકાણે હતો?

રાણી—ત્યારે તેમને ગોળી વાગી નહી?

નવાબ—વાગી.

રાણી—તેઓ મરી ન ગયા?

નવાબ-મરી ગયા.

રાણી—તો પછી આપ કેવી રીતે કહી શકો છો કે તે જીવતા છે?

નવાબ—મને એ કહેવાનો હક છે.

રાણી-કંઇ પુરાવો?

નવાબ-રાજા પોતેજ

રાણી—જો કે હું તેમનું મોં હવે જોવા માંગતી નથી છતાં તમારી આવી ગુચવણ ભરેલી વાત પરથી કહું છું કે મને દેખાડો.

નવાબ—હું પણ તમને મારા આ સવાલનો જવાબ લીધા પછી દેખાડવા તૈયાર છું કે તમે તેનું મોં કેમ જોવા માંગતા નથી?

રાણી-તે હું પછી કહીશ.

રાણી નવાબની વાતો સાંભળી કાયર થઇ ગઇ હતી નવાબ તેની આવી હાલત જોઇ હસતા હસતા ત્યાંથી ચાલતા થયા પોતાના રૂમમાં આવી મહાદેવને બોલાવી પુછયું.

“રાજા વિહારીચંદ્ર કયાં છે?”

“તેમને હું અહી લઇ આવ્યો છું શું આપ સમક્ષ હાજર કરૂં?”

‘હા લઇ આવ.”

મહાદેવ બહાર જઇ રાજા વિહારીચંદ્રને લઇ હાજર થયો. જેને જોતાંજ નવાબે કહ્યું.

નવાબ—રાજા સાહેબ આજે તમારા દુઃખોની મુક્તીનો દીવસ છે. માટે ખુશ થાઓ.

રાજા—જોકર હું તમને એક દયાળુ પુરૂષ સમજતો હતો પણ તે ધારણા હવે ખોટી પડી છે.

નવાબ—પડી હશે. પણ ખરી રીતે તો હું દયાળુજ છું. તમારા દુઃખોનું કારણ તમે પોતેજ હતા. તમોએ ક્ષણીક મોજમજાહ માટે એક નિર્દોષ અબળાને ફસાવી તેને બરબાદીના ખાડામાં ધકેલવાની જે કોશીષ કરી હતી તેમજ તેની તમામ મિલ્કત ખોટી આશાઓ દેખાડી હજમ કરવાની જે બાજી તમે રચી રહ્યા હતા આ તેનુંજ ફળ છે.

રાજા—હશે, હવે મારા દુખોનો છેડો ક્યારે આવશે ?

નવાબ—આજેજ. (ઉઠીને) ચાલો તમને રાણી પદ્મણી યાદ કરી રહી છે.

વિહારીચંદ્ર માટે આ ખબર ઘણીજ આનંદ ઉપજાવનારી હતી. તેના ચહેરા પર એક જાતની લાલી પ્રસરી ગઇ અને તે હર્ષાવેશમાં નવાબ મુન્સિફઅલીની પાછળ પાછળ ચાલ્યો. નવાબે બોંયરામાં દાખલ થતાં પદ્મણી પ્રત્યે કહ્યું.

“રાણી સાહેબ,લો આ રાજા વિહારીચંદ્ર”

આટલું કહેતાંજ તે ઓરડા બહાર નીકળી ગયો. રાણીના આશ્ચર્યનો પાર ન રહ્યો. તે હેરત ભરી નજરે રાજા વિહારીચંદ્ર તરફ જોતી રહી છેવટે તેનાથી બોલી જવાયું. “શું આપ રાજા વિહારી ચંદ્રજ છો ?”

રાજા—નહિ રાજા પહેલા હતો અત્યારે તો જોકરનો એક કેદી છું.

રાણી—તમે રાજા તેજસીંહને જોયા હતા?

રાજા—કેમ રાજા તેજસીંહની યાદ આવી?

રાણી–મને ખેદ થાય છે કે હું શું પુછવા માંગું છું અને તમે શું જવાબ આપો છો?

રાજા–હું પણ એજ આશ્ચર્યમાં છું કે આજે વર્ષોબાદ તમે આ શું પુછી રહયા છો ?

રાણી–મારો મતલબ એ છે કે રાજા તેજસીંહે ગોળી મારી તે વખતે આપ અહીં હતા કે નહીં ?

રાજા–હું સઘળું સમજું છું. રાજા તેજસીંહ પણ અહીં હશે અને તમે પણ...............

પદ્મણી સમજી ગઇ રાજા ઇર્ષ્યાના જોશમાં કંઇનું કંઇ બકી રહયો છે અને તેજસીંહ વિષે અદેખાઇમાં કંઇ કહેવા માંગતો નથી જેથી તે શાંત થઇ ગઇ. વિહારીચંદ્ર આવ્યો ત્યારથી રાણીના રંગ બદલાએલો જોઇ તે સમજી ગયો હતો કે તેજસીંહ અને રાણી વચ્ચે પૂનઃ ગાઠો બંધાઇ ગઇ છે અને તે હવે મારાથી નફરત કરેછે.

કેટલીક વાર સુધી બંનેમાં ગંભાર મૌન્યતા પ્રસરી રહી છેવટે રાજાએ ફરી કહ્યું.

"તો શું હવે આપ રાજા સાહેબ તેજસીંહ સાથે રહેવા માંગો છો ?

રાણી–જ્યાંસુધી તમે તમારા ભાન ઠેકાણે ન કરશો. ત્યાંસુધી હું કોઇપણ જાતનો જવાબ આપવા માંગતી નથી.

રાજા–ઓહહો હવે તો તમને મારા ભાન વિષે પણ શંકા ઉપજવા લાગી ?

રાણી–હાસ્તો, આજ સુધી હું ભૂલતી હતી.

રાજા–(કટાક્ષમાં) જયારે તમને તમારી ભૂલ માલમ પડી ગઇ તો તેને હવે સુધારી લો હું તેજને અહીંજ મોકલું છું.

રાણી–(આડી થઇ) મોકલવાની કંઈ જરૂર નથી તેઓ પોતેજ અહીં આવી જશે.

રાજા–(ગુસ્સે થઇ) એમ કે ?

રાણી–(નમ્ર થઇ) રાજા સાહેબ હું ખરૂં કહું છું કે તમારા ભાન ઠેકાણે નથી.

રાજા–(વધુ ક્રોધે ભરાઇ) તો શું તમે મને પાગલ સમજો છો ?

રાણી–(ફરી આડી થઇ) એવુંજ કંઇ. વારૂં એ બતાવો કે રાજા તેજસીંહના રૂપીયા કયાં છે ?

રાજા–હવે વારંવાર રાજા તેજસીંહનુંજ નામ લો છો. તેના કયા રૂપીઆ મારી પાસે છે?

રાણી–અંજાણ્યા થાઓ છો? શું મેં તમને અનામત રૂપે રાખવા ૧૧ લાખ રૂપીઆ આપ્યા ન હતા?

રાજા–હા. તમે આપેલા પણ તેમાં તેજસીંહને શું સંબંધ ?

રાજા–શું સંબંધ ? રાજા સાહેબ રૂપીઆ તેનાજ છે શું મેં તમને એ કહ્યું ન હતું ??

રાજા–શું ?

રાણી–એજકે તે રૂપીઆ રાજા તેજસીંહના છે અને તે હું તમને અનામત રૂપ સંભાળવા આપું છું?

રાજા–એ મને યાદ નથી.

રાણી–(ગુસ્સે થઇ )ઓહો આટલું જુઠ! વારૂં અત્યારે તમારી પાસે પણ છે કે નહી,?

રાજા–(નફટાઇથી) નહી મારી મરજી પ્રમાણે મેં તેને ખરચી નાખ્યા છે.

રાણી–આ તમે કેમ કર્યું ?

રાજા–(ગુસ્સામાં ધ્રુજી) પદ્મણી.પદ્મણી હું સારી રીતે સમજુ છું કે તેજસીહની મુલાકાત પછી તમારી હીંમત ખુલી ગઇ છે.

પણ યાદ રાખજો કે હું તે કદીએ સાંખી શકીશ નહી.

રાણી–સાંખી શકશે નહી ત્યારે રૂપીઆ કેમ ખાઇ ગયા?

રાજા–(એકદમ ગુસ્સે થઇ) પદ્મણી હું ફરી કહું છું કે સંભાળીને વાત કરો. તેજસીંહને ભુલી જાઓ.

રાણી–મારો કોઇ વાંક નથી ગુન્હેગાર તમે પોતેજ છો.

હવે વિહારી ચંદ્ર સાંખી શકયો નહી તે એકદમ ગુસ્સામાં દાંત ચાવતો રાણી તરફ ધસ્યો અને ચાહતોજ હતો કે તેને ભીંત સાથે દાબી દે પણ એકદમ જોકરે પાછળથી આવી તેને પકડી લીધો અને કહ્યું "રાજા સાહેબ ગુસ્સો ઠંડો રાખો."

પદ્મણી–(ગભરાઇને) સારૂ થયું તમે આવી ગયા.

નવાબ–પણ થયું શું?

પદ્મણી–કઇ નહીં ખાલી બેચાર સવાલો પુછ્યા અને તે એકદમ બગડી ગયા.

નવાબ–પેલા રૂપીઆની ધાંધલ હશે કે......

એમ કહી જોકરે અગીઆર લાખનું બંડલ પદ્મણીને આપતા કહ્યું "લો આ તેજસીંહને આપી દેજો અને ઝગડો પતાવો.

પદમણી–(ઇનકાર કરતા) નવાબ સાહેબ તમે શું કામ આપો છો? તેજસીંહને આવા ૧૧ લાખની પરવા નથી. તે આના કરતા હજૂ પણ ડબલ આપી શકે એમ છે તેણે આ રૂપીઆ માટે મને પુછયુંએ નથી

વિહારી–(કટાક્ષમાં) પુછશે કેમ? તે તો રાજા સાહેબને?

પદમણી–અલબત તેઓ રાજાજ છે તમારા જેવા નીચ અને દગાખોર નથી.

બસ હવે તો વિહારી વિકૃતસીંહ માફક પદમણી તરફ વળ્યો અને વધુ કાંઇ નહી તો એકાદ મુકકો એટલી જોરથી પદમણીને મારી

દેતે કે તે બેભાન થઇ જમીન પર પડત પણ જોકર એટલી ઉસ્તાદીથી વચમાં કુદયો કે રાજા તેને અથડાઇ ઉલ્ટો ચતોપટ જઇ પડયો. તરત જોકરે તેને ઉંચકી સમજાવતા કહ્યું,

"રાજા સાહેબ શુરાઓ સ્ત્રી પર કદી હાથ કરતા નથી."

પદ્મણીના ગુસ્સાનો પાર ન હતો ચોર ઉલ્ટો સાહુકારી કરે એ જોઇ તે ક્રોધાવેશમાં બોલી તેને મારી આગળથી લઇ જાઓ."

જોકર પદ્મણીના વિચારોને સંમત થયો અને વિહારીને બીજા કેદખાનામાં મોકલી પોતે રાણી પાસે થોભી ગયો. થોડીવાર પછી પુછયું

જોકર—બોલો રાણી સાહેબ હવે શું વિચાર છે?

રાણી—પહેલા મને એ બતાવો કે રાજા તેજસીંહ કયાં છે?

જોકર—તે તો બીચારા રાજા વિહારી ચંદ્રના ખુન બદલ કેદમાં પડયા છે.

રાણી—ફરી તેજ વાત? રાજા તો જીવતા છે?? પછી તેમને કેદ શા માટે???

જોકર—જેવી રીતે તમે ધાર્યું હતું કે તેજસીંહે વિહારીને મારી નાખ્યો છે. તેવીજ રીતે પોલીસે એ પણ ધાર્યું:

રાણી—તો હવે તેનો કંઇ ઇલાજ છે કે નહી?

જોકર—તમારા હુકમની વાર છે.

રાણી—આપ જેવા દીલસોજ ગૃહસ્થથી હું કંઇપણ છુપાવવા માંગતી નથી. મારૂં મન હવે તેજસીંહને ચાહે છે ખરી રીતે તેજ મારો હકદાર છે. અમારા લગ્નના કોલકરાર થઇ ચુકયા હતા. પણ વિહારીચંદ્રની કપટજાળમાં સપડાઇ હું તેને ભૂલી ગઇ હતી. હવે હું મારી ભૂલ માટે પશ્ચાતાપ કરી તેજસીંહનેજ મારા હૃદયનો માલીક બનાવું છું. જો તે મને કબુલ કરે તો ઠીક, નહિ તો હું મારા તમામ

ગુન્હાની તેના ચરણોમાં પડી ક્ષમા યાચ્યાબાદ મારી આ જીંદગીનું છેવટ આણીશ.

નવાબ—હેં શું આપઘાત કરશો? તમે ખરૂં કહો છો?

રાણી-હા, હું મારૂં બોલ પાળીશ.

નવાબ—બસ ત્યારે તો હવે મારૂં કામ ખલાસ થયું. હું તમને તમારી ભુલ સુધારવા માટે મુબારકબાદ આપું છું. અને તેજસીંહને જો કે મારા માણસેજ વેષ બદલી કેદ કરાવ્યો હતો. પણ હવે હું તેને છોડાવી લાવું છું.

એટલું કહી જોકર બહાર નીકળ્યો. અને પોતાનો વેષ બદલી એકજ કલાકમાં તેજસીંહને છોડાવી લાવ્યો. પોલીસના માણસો આ હેરતભર્યા ઇન્સાનના કામ માટે રજ બરાબર પણ વહેમાયા નહી. મહાદેવને તો એક માણસને શીશી સુંઘાડવી પડેલી. પણ જોકરને તે કશુંયે કરવું પડયું નહી. છેવટે તે તેજસીંહને લઇ સીધો બંગલામાં ગયો. પદ્મણીએ તેજસીંહને જોતાંજ કહ્યું :—

"રાજા તેજસીંહ. હું મારા અપરાધોની હાથ જોડી ક્ષમા ચાહું છું. જો કે આપણા લગ્ન સંબંધીના કોલકરારો પહેલાથી થઇ ચુકયા હતા. પણ મેં મારી ભૂલથી વિહારીને મારા જીવનનો સાથી બનાવવાનો ઠરાવ કર્યો. જો જોકર જેવા દૈવી પુરૂષે મારી દયા ન ખાધી હોત તો હું છેવટ સુધી મારી ભુલ ન સમજી શકત. આ મહાપુરૂષે જે ચાલાકી અને જે અક્કલમંદીથી મારા વિચારો બદલ્યા છે. તે ખરેજ વખાણવાજોગ છે. જો આપ મને કબુલ કરવા માંગતા હોવ તો પહેલા આ જોકર સાહેબનો આભાર માનો. અને જો મને કબુલ કરવામા કંઇ અડચણ હશે તો મને તમારી પિસ્તોલ આપો કે જેથી હું મારી આ શરમ ભરી જીંદગીને છેલ્લી સલામ કરૂં."

આટલું કહેતાજ પદ્મણી તેજસીંહના ચરણોમાં પડી ગઇ. તેજસીંહે ઉભરાએલા હૃદયે તેને ઉભી કરતા કહ્યું:—

"રાણીસાહેબ હું તમારી અકલમંદીને માન આપું છું. હું પૂર્વે પણ તમને ચાહતો હતો. અને અત્યારે પણ ચાહું છું. જેવી રીતે મહાન જોકરે તમને લાગણી દાખવી છે. તેવી રીતે મને પણ દાખવી છે. જો કે હું સમજતો હતો કે તે મારી સાથે દુસ્મની કરે છે. પણ અત્યારેજ મારૂં અંતર તેની ચાલાકીઓ અને હોશીઆરીઓ માટે ધન્ય ધન્ય પોકારી રહ્યું છે. તેણે કેવી ચાલાકીથી તમને તમારી ભૂલ દર્શાવી મારી તરફ તમારૂં મન ફેરવ્યું. જો તે સીધી રીતે તમને તમારી ભૂલ બતાવતે તો તે તમારૂં મન કદી કબુલ કરવા તૈયાર ન થતે. હું જોકરને એક ખરા બહાદુર સમજું છું, બહાદુરોના એવાજ કૃત્યો હોય છે તેઓ કદી પોતાનો સ્વાર્થ સાધતા નથી બલ્કે હંમેશ બીજાઓ અને તે પણ ખાસ કરીને દુઃખીઓ માટેજ કરે છે. જેવાંકે પ્રેમના માર્યા હકના માર્યા અને ધનના માર્યાઓ માટેજ તેઓ પોતાના જીવ પર રમે છે. એ શુરવિર નરે મારા પર જે ઉપકાર કર્યો છે, તેના અહેશો વાળવા હું અશકત છું હું તમારી સામેજ તેના ચરણોમાં પડી ખરા દીલથી તેનો ઉપકાર માનું છું."

આટલું કહી તેજસીંહ તેના પગોમાં પડયો. પણ જોકરે તેને ઉભા કરતા કહ્યું:—

'તેજસીંહ તમે જેને ઉપકાર કહો છો. તે મારો જીવનસિદ્ધાંત છે. હું તેને મારી ફરજ સમજુ છું. આજે વર્ષોથી હું મુંબઇમાં છું પણ ઘણાં થોડાજ લોકો મને જાણે છે."

"હું" તેણે આગળ કહ્યું, "હું તમને ઓળખું છું. તમારી મુલાકાત ત્યારે થઇ હતી કે જ્યારે રાણી પદ્મણીના પ્રેમે તમને

નિશ્ચય કર્યો હતો. જો કે તમે અમુક માનસીક ભૂલોથી મને દુશ્મન સમજતા રહ્યા, હું તમારૂં આંતરીક જોશ સમજતો હતો. મને ખબર હતી કે પદ્મણીના પ્રેમ ખાતર તમે તમારી ઇજ્જત, આબરૂ, ધન, અને જાગીર સઘળાને તીલાંજલી આપી દીધી છે. છતાં રાણી પદ્મણી પોતાના હૃદયની કમજોરીના કારણે વિહારીચંદ્રનેજ ચાહતી રહી. હું રાજા વિહારીચંદ્રથી વાકેફ હતો. તે વૈભવવિલાસી, તેમજ મોજમજાહનો પુજારી હતો જેથી, મને ચોકકસ ખાત્રી હતી, કે એક તો રાણી પદ્મણી તેની સાથે લગ્ન ગાંઠથી બંધાયા પછી, આખી ઉમર માટે પસ્તાવો કરતી રહેશે. બીજી તરફ તમે પણ આપઘાત કરી લેશો. જેથી હું આ મામલા વચ્ચે પડયો."

તેજસીંહ અને પદ્મણી લાગણી ભરી નજરથી તેની વાતો સાંભળી રહ્યા હતા. તેણે આગળ જણાવ્યું.

"જો કે હું તેજસીંહ ખાતર વિહારીચંદ્રનું ખુન કરી શકતો હતો. પણ ત્યાં પદ્મણી તેનાં પ્રેમમાં કંઇનું કંઇ કરી નાખતે અને અહીં તેના ખુનનો આરોપ તેજસીંહ પર આવી જવાનો ભય હતો તેમજ પદ્મણી પોતે પણ તેના પર "ઇર્ષાથી" ખુન કર્યાનો શક જાહેર કરત. મને બે જીવ બચાવવા હતા જેથી મેં ખાત્રી યુકિત અને ચાલબાજીઓથીજ વિહારીના વિલાસ વૈભવોનો અંત આણ્યો. જો કે મારા દરેક પગલાં આશ્ચર્યકારક હતા પણ તે દરેકમા મનુષ્યોની અંતર લાગણીઓ કેવી હોય છે. તે જાણવાની ખાસ કાળજી રાખી હતી. તે તમામ પ્રીલસુરીનું વર્ણન કરવા મારી પાસે વખત નથી. બસ હું એટલુ જાણીને ખુશ થયો કે રાણી ખરા અને ખોટા પ્રેમને પારખી શકી. અને તમે બન્ને એક જાતના અનુભવી અને ઠરેલ બની ગયા. હવે મારૂં કામ પુરૂં થયું ફકત

એક સલાહ આપી છે અને તે એ કે તમે બન્ને જલદી તમારા વતને પાછા ફરો અને ત્યાં જઇ તમારી જીંદગીના દીવસો સંપૂર્ણ સુખ ચેનમાં વ્યતિત કરો.

વિહારીચંદ્રને તેની સજા મળી ચુકી છે એટલે તેને પણ છોડી દેવામાં આવશે. હું પણ આજે રાત્રે થોડાક વર્ષો માટે મુંબઇ છોડી જાઉં છું, કારણ કે કાલ સુધી મારા મકાન પર પોલિસોની ધાડ આવશે. કેમકે અનેક આરોપો મારા પર લાગુ પડી ચુક્યા છે"

આ ભાષણે રાજા તેજસીંહ અને રાણી પદ્માણીના હૃદય પર એવી છાપ પાડી દીધી, કે તેઓની આંખમાં તેની જુદાઇ માટે અશ્રુ ભરાઇ આવ્યાં,

થોડીકવાર સુધી અજીબ ચુપકીદી પ્રસરી રહ્યા બાદ જોકરે તેઓને પોતાના ખંડમાં લઇ જઇ ચાહ પાણી કરાવ્યા, સઘળા ડંખતા હૃદયે જુદા પડયા- રાજા અને રાણી જોકરના મોટરમાં બેસી પોતાના સ્થાને ગયા.

રાજા વિહારીચંદ્રને છોડી દેવામાં આવ્યો.

સવાર થતાં, મુંબઇમાં ન નવાબ મુનિસફઅલી હતા કે ન જોકર.

અમરસીંહ અને પોલિસોને છેવટે માલમ પડ્યું કે આ સઘળા પરાક્રમ મહાન લુટારૂ એમ. ડી. જોકરના હતા. અને નવાબ મુનિસફઅલીના વેષમાં તે જોકરજ હતો. અને તેનાજ પ્રતાપે આ બધા આશ્ચર્યજનક બનાવો બનવા પામ્યા હતા.

